૧૯૨૧ની સ્કૂલ-લીવીંગ પરીક્ષા માટે ટેક્સ્ટ

શામળભટ્ટ વિરચિત

# ઉદ્યમકર્મસંવાદ

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ-મુંબઈ

કિંમત ૦-૧૨-૦

(મુંબઈ યુનિવર્સીટીની બોર્ડે ભલામણ કર્યો મુજબ બૃહત્ કાવ્ય-
દોહન ભાગ ૨ જામાં આપેલા પાઠ પ્રમાણે તૈયાર કરેલો)

## શામળભટ્ટ વિરચિત

# ઉદ્યમકર્મસંવાદ


ત્રિભુવનદાસ જમનાદાસ શેઠ

બી.એ.એલ.એલ.બી.,ની ટીકા સમેત



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં

મણિલાલ ઇચ્છારામ દેશાઈએ છાપી પ્રકટ કર્યું,

સાસૂન બિલ્ડિંગ્સ સર્કલ, કોટ, **મુંબઈ.**

---

ઈ. સ. ૧૯૨૦. કીં૦ ૦-૧૨-૦

पूर्वजन्मजनितं पुराविदः कर्म दैवमिति संप्रचक्षते ।
उद्यमेन तदुपार्जितं चिराद्दैवमुद्यमवशं न तत्कथम् ॥

પૂર્વજન્મમાં કરેલાં કર્મથી આજન્મમાં ઉત્પન્ન થતા કર્મ શાસ્ત્ર જાણનારાઓ દૈવ કહે છે; પણ લાંબા સમયથી ઉદ્યમ કરીને તે મેળવેલું છે તો પછી તે દૈવને ઉદ્યમને વશ કેમ ન માનવું?

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-
र्दैवं हि दैवमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिद्ध्यति कोऽत्र दोषः ॥

(દમનક કહે છે:) લક્ષ્મી પુરુષમાં સિંહસરખા ઉદ્યોગી પાસે જાય છે; કારણ કે કાયર પુરુષો જ દૈવ, દૈવ આમ બોલ્યા કરે છે; (માટે) દૈવને છોડી તું તારી પોતાની શક્તિવડે પુરુષાર્થ કર. (તું કહેશે કે) યત્ન કર્યાં છતાં જો સિદ્ધી થતી નથી તો (સિદ્ધી ન થાય તો યત્નમાં દોષ નથી એમ માની છોડી દેવાનું કે બેસી રહેવાનું નથી; પણ પ્રયત્નમાં જ દોષ છે એમ માની વિચારવાનું છે કે,) આ યત્નમાં દોષ કયો રહી ગયો કે જેથી સિદ્ધી થઈ નહીં? (અને તેમ વિચારી વિશેષ પ્રયત્ન કર.)

પંચતંત્ર

# પ્રસ્તાવના

મુંબઇની યુનિવર્સીટીની બોર્ડે ગુજરાતી છાપાખાનાંના બૃહત્ કાવ્યદોહન ભાગ બીજામાં આપેલા ગુજરાતી ભાષામાં પદ્યમાં નવલકથા લખનાર કવિ શામળભટ્ટના "ઉદ્યમ-કર્મ સંવાદ" એ નામના કાવ્યનો પાઠ ચાલુ વર્ષની "સ્કૂલ-લીવીંગ સરટીફીકેટ"ની પરીક્ષા માટે નક્કી ઠરાવેલો છે. આ એક કાવ્ય શિખવા માટે વિદ્યાર્થીઓને વિનાકારણ ખર્ચનો બોજો પડે નહિ તેટલા માટે તેટલો ભાગ છુટો છપાવી પ્રકટ કર્યો છે અને તેની કિમ્મત પણ અલ્પ રાખવામાં આવી છે. બીજી પ્રતોના પાઠો મહત્વના નથી અને તેથી તે આપી વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને તેના ગુંચવાડામાં નાંખવું યોગ્ય ધાર્યું નથી. તેની અર્થસૂચક ટીકા સુરત સાર્વજનિક સ્કૂલના એક માસ્તર અને કવિ દયારામનું જીવનચરિત્ર લખનાર રા. રા. ત્રિભુવનદાસ જમનાદાસ શેઠે વિદ્યાર્થીઓના હિત માટે લખી આપી છે. ટીકા પણ વિદ્યાર્થીઓની સમજશક્તિને સહાય કરવા પૂરતી આપી છે; વિદ્યાર્થીઓને બોજો થઈ પડે અથવા તેમની સ્વતંત્ર કલ્પનાશક્તિનો લોપ કરે અથવા ટીકાકારની નજરે વિદ્યાર્થીઓ ઘસડાય અથવા ટીકાકારની વિદ્વત્તા જણાય તેવી ન આપવાપર ખાસ ધ્યાન અપાયું છે. તે શિવાય કવિની ટુંકી જીવનરેખા જૂદા જૂદા પુસ્તકો ઉપરથી ઉપજાવી કાઢી છે. આ લઘુ પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે તેવી આશા છે.

મુંબઈ. ૧૯૨૦. } પ્રકાશક

# કવિ શામળભટ્ટની જીવનરેખા.



**સર્વ કવિ શિરોમણિ, શામળભટ્ટ સમર્થ;**
**જ્યાં જેવી રચના દીસે, એમ ઓપાવ્યા અર્થ. ( શામળ-પ્રશંસા )**

વિક્રમના અરાઢમા સૈકાના ગુજરાતી કવિઓની પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યના ઇતિહાસના પાનાઓ ઉપર સુવર્ણાક્ષરે અંકિત છે. તેઓએ મુસલમાની રાજ્યકાળની પડતીમાં અને મરેઠાઓની ધાંધળમાં રાજકીય વાતાવરણની કાંઈપણ અસર પામ્યા વગર લોકોને ઉત્તમ પ્રકારનું વાર્તા અને આખ્યાનનું સાહિત્ય પૂરૂં પાડ્યું છે. વાર્તાના સાહિત્યમાં સર્વને માગ મૂકાવે તેવો આપણો ચરિત્રનાયક **શામળ**ભટ્ટ છે. આ અતિ લોકપ્રિય થયેલા કવિના જન્મ મરણની તિથિઓ તથા વર્ષ ચોક્કસ જણાયાં નથી, પણ એ કયા કાળમાં વિદ્યમાન હતો તે તો ચોક્કસ કહી શકાય તેમ છે. એની સાહિત્યપ્રવૃત્તિ ૫૦ વર્ષથી પણ વધુ લંબાયેલી હોવી જોઈએ, એવું અનુમાન કરવાને કારણ, તેના કેટલાંક કાવ્યોને અંતે આપેલાં વર્ષો ઉપરથી મળે છે. એની રચેલી પદ્માવતીની વાર્તામાં વિ. સં. ૧૭૭૪ નું વર્ષ મળી આવે છે. તેજ પ્રમાણે રૂસ્તમ બહાદુરનો પવાડો અથવા અભરામ કુલીના સલોકા એણે ૧૭૮૦ માં અને રણછોડજીના સલોકા ૧૭૮૧ માં રચ્યા છે. સિંહાસનબત્રીસી એણે **૧૭૭૫** માં શરૂ કરી અને ઘણું કરીને **૧૭૮૫** માં પૂર્ણ કરી હતી, એમ મડાપચ્ચીશીની પૂર્ણાહુતિમાં લખ્યા પ્રમાણે જણાય છે. ત્યાર પછી એણે નંદબત્રીશી રચી અને ૧૮૦૪ માં શિવપુરાણ રચ્યું અને ૧૮૦૮ માં અંગદવિષ્ટિ નામનું ઉત્તમ કાવ્ય બનાવ્યું. તેણે છેલ્લું કાવ્ય સુડબહોતેરી **૧૮૨૧** માં રચેલું જણાય છે. આ ઉપરથી તેણે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ માટે **૧૭૭૪** થી તે **૧૮૨૧** સુધી સતત પ્રયત્ન કર્યો હતો. **૧૭૭૪** માં એણે પદ્માવતી રચી છે, તેથી એ કાવ્ય જો એનું પ્રથમ

કાવ્ય આપણે ગણીએ તો એવું ઉત્તમ પ્રતિનું કાવ્ય રચવાની શક્તિ, તે સમયનો અને સમાજનો ઇતિહાસ જોતાં, એનામાં આશરે ૨૫ કે ૩૦મે વરસે આવેલી હોવી જોઇએ. આ ઉપરથી કવિ નર્મદાશંકરે જે અનુમાન તેના જન્મકાળની અવધિ બાંધવા માટે કર્યું છે તે વાજબી લાગે છે. મતલબ કે તેનો જન્મ વિ. સં. ૧૭૪૦ માં સંભવે છે અને અવસાન ૧૮૨૧ પછી લાગે છે. એના આશ્રયદાતા રખીદાસે એની કવિ તરીકેની કીર્તિ સાંભળીને આખા દિવસનો શ્રમ સંધ્યાકાળે વાર્તાઓ સાંભળી ઉતારવાને એને તેડાવ્યો હતો ત્યારે એની ઉમર ૩૦ વર્ષની હતી એમ કહેવાય છે. રખીદાસની ઇચ્છાને માન આપી કવિએ બત્રીસ પૂતલીની વાર્તા ૧૭૭૫ માં શરુ કરી તે વખતે કવિની ઉમર ૩૦ થી ૩૫ વર્ષની આપણે ધારીએ તો એનો જન્મ ૧૭૪૫–૪૦ ની આસપાસ હોવાનો સંભવ છે.

એક બીજું અનુમાન પણ ઉપલી વાતને ટેકો આપે છે. ભટ્ટ પ્રેમાનંદના પુત્ર વલ્લભે કાવ્યો રચેલાં છે. તે કાવ્યો વાંચતા જણાય છે કે વલ્લભ અને શામળ વચ્ચે કવિતા સંબંધમાં ભારે વિગ્રહ ચાલેલો હોવો જોઇએ અને તેનો સમય ૧૭૬૦ થી તે ૧૭૭૭ સુધીનો આંકી શકાય છે; કારણ કે ૧૭૬૦ માં રચાયલા મિત્રધર્માખ્યાનમાં અને ૧૭૭૧ માં રચાયલા યુધિષ્ઠિર–વૃકોદર સંવાદાખ્યાનમાં અને ૧૭૭૭ માં રચાયલા કુન્તિપ્રસન્નાખ્યાનમાં વલ્લભે શામળ ઉપર સખત હુમલાઓ તેની કવિતા અને કવિત્વશક્તિ સંબંધમાં કર્યાં છે. આ ઉપરથી એટલું સમજાય છે કે ૧૭૬૦ માં શામળની કવિ તરિકેની કીર્તિ પ્રસરેલી હોવી જોઇએ, અને તેની ઇર્ષા વલ્લભને આવી હોવી જોઇએ. તો આ વખતે શામળની ઉમર કેટલી હોઈ શકે? ઓછામાં ઓછી ૨૦ થી ૨૫ વર્ષની આંકવી પડશે, એટલે શામળ ૧૭૩૫ થી તે ૧૭૪૦ સુધીમાં જન્મ્યો હોવો જોઇએ. આ ઇતિહાસ જોતાં પ્રેમાનંદ અને શામળ વચ્ચે સાક્ષર વિગ્રહ થયો હોય એ સંભવતું નથી, પણ વલ્લભ અને શામળ વચ્ચે ઝઘડો થયાનું સંભવે છે અને દંતકથાનો તેને ટેકો મળે છે.

કવિએ પોતાનો જીવનવૃત્તાંત પોતાના કાવ્યોમાં જ જણાવેલો છે. તે ઉપરથી જણાય છે કે, તેઓ જ્ઞાતિએ શ્રીગોડમાળવી, સામવેદી, સ્માર્ત બ્રાહ્મણ હતા, અને ગુજરાતના પાટનગર શ્રીનગર(અમદાવાદ)-માં વેંગણપુર નામના પરામાં, જે હમણા ગોમતિપુર નામે ઓળખાય છે ત્યાં, કવિનો નિવાસ હતો. એના બાપનું નામ વીશ્વેશ્વર, માનું નામ આનંદીબાઈ અને મોટા ભાઇનું નામ લાધારામ હતું. કવિ પોતે શિવભક્ત હતા, પણ શિવ અને વિષ્ણુ વચ્ચે ભેદ ગણતા નહિ. બન્ને દેવોના કાવ્યો એણે રચેલાં છે. કવિએ બાળપણમાં કોઈ નાનાભટ્ટ નામના ગુરૂ પાસે સારૂં શિક્ષણ લીધું હતું. તેણે વાંચતાલખતા આવડ્યા પછી થોડું સંસ્કૃતનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને વ્રજભાષાનો બહુ ઉંચો અભ્યાસ કર્યો હતો. તે એટલે સુધી હિન્દીભાષાના ઉત્તમ કવિઓ તુલસીદાસજીના રામાયણનો અને કેશવ-દાસની રસિક પ્રિયાનો (સંવત ૧૭૪૧) તેણે ભાવસહિત અભ્યાસ કર્યો હતો. નાનાભટ્ટ પાસે તેણે સંસ્કૃતનું જ્ઞાન પ્રાપ્ત કરેલું અને જૈન તથા કણબી અને વણિક કોમના સંસર્ગમાં વિશેષ આવતો હોવાથી જૈન કવિ-ઓના રાસાઓ તથા ગુજરાતના બીજા સમકાલીન તેમજ પૂરોગામી કવિ-ઓની કથા, વાર્તા અને આખ્યાનોના ગ્રન્થો પણ બહુ સારી રીતે વાંચેલા. તેજ પ્રમાણે ફારસી સાહિત્યમાંની વાર્તાઓ પણ તેણે જાણી લીધેલી. ફારસી ભાષા તે વખતે રાજદરબારની ભાષા હતી, અને કવિ મુસલ્માન ફકીરો અને મૌલા મોલવીના સમાગમમાં આવ્યા હતા અને તેઓની મારફતે ફારસી ભાષામાં વાર્તાઓનો પ્રકાર જાણેલો.

એને બે પુત્રો હતા. તેમાં એક પુરુષોત્તમ નામનો પુત્ર એને ઘણો વાહલો હતો, અને તે ભણેલો ગણેલો હતો. તેથી તેના રચેલા કાવ્યો ગાવામાં પુરુષોત્તમ ઘણો મદદગાર થઈ પડેલો, અને તેને લીધે કવિએ પોતાના એ પુત્રનું નામ પોતાના કાવ્યોમાં જોડી દઈ અમર કર્યું છે. બીજો દીકરો જરા બાંડો અને બતરાડ હતો. તેનું નામ જણાયું નથી. તે જરા અકલહીણો હતો અને ગાંડા જેવા વેડા

કાઢતો; તેથી તેણે જો ધામણવાડ મોકલ્યો હોય તો તે ગતરાડ જઇ બેસતો. એને માટે નીચેની લોકોક્તિ મશહુર છેઃ

" શામળભટ્ટનો દીકરો, બાંડો ને બતરાડ,
ધામણવાડે મોકલ્યો તો જૈ પોહોચ્યો ગતરાડ."

શામળભટ્ટે વ્રજભાષાનો અને સંસ્કૃતનો સારી પેઠે અભ્યાસ કરેલો જણાય છે. કેટલાએક કહે છે કે એને જ્યોતિષ પણ આવડતું અને તે પુરાણ પણ વાંચતો હતો. કેટલાએક એવો મત ધરાવે છે કે તેણે દોહરા–ચોપાઈ અને છપ્પા કવિત્ત–વગેરે છંદો વ્રજભાષામાંથી લઈ ગુજરાતીમાં પહેલવહેલા નવા જ દાખલ કર્યા છે. આ વાત કેટલેક અંશે સત્ય છે; પણ પ્રાચીન ગુજરાતી કાવ્ય સામગ્રી કે જેનો એણે સારી પેઠે ઉપયોગ કરેલો છે તે ઉપરથી જણાય છે કે, દોહરા અને ચોપાઈ તો એની પૂર્વે ગુજરાતી ભાષામાં પ્રચલિત હતા, પણ શામળભટ્ટે તેને વિશેષ સારી રીતે વાપરી તેનો પ્રચાર વિસ્તાર્યો એમ કહેવામાં હરકત નથી.

જુના જૈન કવિઓએ દોહરા–ચોપાઇમાં જ ઘણા રાસા, કથા વગેરે રચેલાં છે. શામળભટ્ટના સમયની પૂર્વે ગુજરાતી કવિઓના દોહરા–ચોપાઈ વખણાતા. એક જૈન કવિ લખે છે કે,

ગાહા દુહા નિ ચઉપાઈ, શ્લોક સુભાખિત બોલિસિ સઈ,
મત્ત સારું કહિશિ કવિત્ત, શાંભળજુ સઉ એક ચિત્ત.
કવિતા કવિત્ત કરિશિ રસાળ, સાંભળહારા ચતુર વિશાળ,
વ્યકત કરઈ વિચાર અનેક, કથા તણુઉ ઉપજઈ વિવેક.

શામળભટ્ટે જ દોહરા–ચોપાઇમાં વાર્તા અને સંસ્કૃત સુભાષિત શ્લોકોના કવિત્ત પ્રથમ રચ્યાં, એમ છે નહિ; પણ તેની પૂર્વેના કેટલાક કવિઓનો પણ એવો જ સંપ્રદાય હતો.

કવિત્ત અને છપ્પા એણે કેશવદાસના કાવ્યો ઉપરથી બનાવવા માંડ્યા લાગે છે. તે અનુકરણમાં એટલો ફત્તેહમંદ થયો કે એક વખત

એની ગણના વ્રજભાષાના કવિઓ સાથે કેટલાકો કરવા લાગ્યા હતા. વ્રજભાષાના ઉત્તમ કવિઓની કવિતાના સંબંધમાં નીચેનો દુહો જાણીતો છે.

છંદ ચંદ, પદ સુરકે, દુહો બિહારીદાસ,
ચૌપૈ તુલસીદાસકી, કેશવ કવિત્ત વિલાસ.

આમાં "કેશવ કવિત્ત વિલાસ"ને સ્થાને "છપ્પય શામળ ખાસ"એ પદ ગુજરાતીમાં વપરાવા લાગ્યું હતું, તે તેના કેશવદાસના કવિત્તના અનુકરણને યોગેજ. શામળની કવિતા કેશવદાસની કવિતા સાથે લોકો સરખાવા લાગ્યા તેથી પ્રેમાનંદનો પુત્ર વલ્લભ ઘણો ચીઢવાઈ ગયેલો અને ૧૭૭૭ માં રચેલા કુંતિપ્રસન્નાખ્યાનમાં પ્રેમાનંદની કોઇએ બુઝ જાણી નહિ તે માટે ગુજરાતીઓને ધિક્કારી કાઢે છે, અને કેશવદાસની પંક્તિમાં બેસવા માટે પોતાને ગૂઢ રીતે લાયક જણાવે છે. આથી જ વલ્લભે મનહર અને ઘણા કવિત્તો રચેલાં છે અને હિન્દી ભાષાનો ઝોંક ગુજરાતીમાં આણવા પ્રયત્ન કર્યો છે. શામળને કેશવદાસની કવિતાનું જ્ઞાન હતું તે એણે હિન્દીભાષાના એ કવિ સંબંધી કરેલા ઇસારા ઉપરથી જણાય છેઃ

એક એકથી આગળી, વાતો સાંજ સવેર;
શામળભટ્ટે સૂચવી, શુણ જસવંત ઝવેર.
એવી વાત અનેક ધા, કહેવરાવી રાજા ભોજ;
કવિ કાલિદાસે કહી, મનમાં આણી મોજ.
માઘ પંડિત મોટો ઘણો, પરકયાં તેહ પુરાણ;
તેમ રખીયલસુત રાજવી, શોભે તું સુજાણ.
ઇંદ્રજીત ઠાકોર આગળે, કવિશ્રી કેશવદાસ;
રસીકપ્રિયા તેણે કરી, વિવિધ પ્રકાર વિલાસ.
મનજીસુત મહિમા ઘણો, રખિયલ કેરો પુત્ર;
ગ્રન્થ રચાવ્યો ગુણનિધિ, શુભ વિદ્યાએ સુત્ર.

કવિ શામળભટ્ટે તેના જમાનામાં કોઇએ નહિ લીધેલી એવી

કાવ્યશાસ્ત્રમાં ઉંચી કેળવણી લીધી હતી, પણ તેની કદર બુઝનાર કોઈ નહોતું. એના કાવ્યોમાં ઘણા કાવ્યોને અંતે રચ્યાનું વર્ષ મળતું નથી, જ્યારે રખીદાસના આશ્રય નીચે આવ્યા પછી તેણે જે કાવ્યો રચ્યાં છે તેમાં ઘણુંખરું રચ્યા વર્ષ આપેલું છે. તેથી એમ અનુમાન થાય છે કે, એ વર્ષ વિનાના કાવ્યોમાં કેટલાક એણે કોઈ કદર બુઝનારના અભાવના કાળમાં રચેલાં હોવાં જોઈએ. આ "ઉદ્યમ-કર્મસંવાદ"માં તે ગુજરાતીઓની સારાસાર વિવેકબુદ્ધિ સંબંધમાં નીચે પ્રમાણે વિચાર દર્શાવે છે, તે જાણવા જેવો છે. ગુજરાતી પ્રજા કાવ્યના સેવકને નહિં, પણ ગાગરિયા ભટ્ટને પૂજે તેવી અધમ દશામાં આવી પડી હશે તેનું એ દર્શન આપે છે. તે ઉપરથી આ કાવ્ય રખીદાસનો આશ્રય મળતા પહેલા (૧૭૭૪ પહેલાં) શામળે રચેલું હોય એવું અનુમાન થઈ શકે છે.

> "દેખી ગૂર્જર દેશને, મનમાં વિસ્મય થાય,
> પંડિતને માને નહિ, પાખંડી પૂજાય.
> દ્રવ્યવાળો વિનતિ કરે, ગુણીજનને નહિ માન,
> નાદ ભેદ જાણે નહિ, નહિ ગ્નાન નહિ તાન,"

આમાં દર્શાવેલા વિચારો રખીદાસના આશ્રય વખતના હોઈ શકે નહિ, પણ એ આપણા ઉક્ત અનુમાનને પુષ્ટિ આપે છે. રખીદાસના આસરા નીચે આવ્યા પછી કવિની દૃષ્ટિમાં ગૂર્જર દેશ તો "ગરુઓ" બની જાય છે.

કવિ દલપતરામ પોતાનાં "ગુજરાતી ભાષાના કવિયોનો ઇતિહાસ" એ નામના એક લેખમાં જણાવે છે કે શામળ કવિના વખતમાં લગભગ બધા કવિઓ પોતાની કવિતાનો વિષય ધર્મશાસ્ત્ર અને પુરાણ વગેરેમાંથી પસંદ કરતા હતા, મનસ્વી અને ઉટંગ વાર્તા જોડી કાઢનારની લોકોમાં ઠેકડી થતી. આ કારણને લીધે વાર્તા કહેવામાં એક્કા કવિ શામળભટ્ટને પોતાની વાર્તાઓના વિષય માટે પંચતંત્ર, બૃહત્કથા, ભર્તૃહરિશતક, કથાસરિત્સાગર, ભોજપ્રબંધ વગેરે ગ્રંથોનો આધાર પોતાની

કવિતામાં બતાવવો પડતો હતો, અને સંસ્કૃત કથાવાર્તાની છાયા પોતાના કાવ્યમાં લાવવી પડતી.

પ્રેમાનંદની માફક કવિએ પણ પેટને માટે પહેલા પુરાણોમાંથી કથા કરવા માંડી હતી. તે એક ગામથી બીજે ગામ ઘણું રખડ્યો, પણ સર્વત્ર તેને ધંધાદારી પુરાણીઓ વગેરે તરફથી નડતર થતી અને તેથી તેને ઘણી નિરાશા ઉત્પન્ન થઈ. એણે તે પછી શાસ્ત્રાધાર મૂકી દઈને સંસ્કૃત પંડિતોને હંફાવવા ઉટંગ અને મનસ્વી રસમય વાર્તાઓ લખવા માંડી અને તેમાં તે ફાવ્યો. પુરાણીઓના સંસ્કૃત શ્લોકોના તાણીને કઢાતા રાગડાથી અને નીરસ શુષ્ક ભાષાંતર સાંભળવાથી લોકોને નિદ્રા આવતી. ત્યારે શામળના દોહરા, છપ્પા, કવિતા, ચોપાઈ, સવૈયા લોકોનું ધ્યાન ખેંચતા અને ગામેગામના મધ્યમ વર્ગના લોકો તેની વાર્તાઓ ચિત્ત દઈને સાંભળતા. તેની પદ્માવતીની વાર્તા સામાન્ય લોકોમાં ઘણી જ પ્રિય થઈ પડી, અને તેની કવિ તરિકેની કીર્તિનો વાયુ ચોમેર વાવા લાગ્યો.

આવી કદર વિનાની દશામાં કવિની યુવાવસ્થા વીતવા લાગી હતી. પણ જોઈએ તેવો આશ્રય નહિ મળવાથી તેઓ હતાશ થયા હોવા જોઈએ, એમ ઉક્ત પંક્તિથી જણાય છે. આજ વખતમાં વડોદરામાં કવિ પ્રેમાનંદનો પુત્ર વલ્લભ એની ઠેકડી કરતો હતો અને બનાવતો હતો. તેને જવાબ આપવાને તેણે મદનમોહનાની વાર્તા રચી કાઢી, અને તેમાં આ આશ્રય વિનાના કવિએ પોતાનો ધુંધવાટો વડોદરાના ગાગરિયા ભટ્ટ પ્રેમાનંદ અને તેના ઉદ્ધત દીકરા વલ્લભ ઉપર સખ્ત ભાષામાં કાઢ્યો અને તેના શિષ્ય વર્ગને પણ વખોડી કાઢ્યા. આ કહેવાતું કવિઓનું યુદ્ધ કેવું થયું હશે તે જાણવાને માત્ર લોકકથા શિવાય બીજું કોઈ સાધન આપણી પાસે નથી. કહેવાતો "શામળ–વલ્લભનો ઝઘડો" હજી કોઈને પ્રાપ્ત થયો નથી. પણ નરસામાંથી સારું થાય છે તે ન્યાયે તેની વાર્તારૂપી કવિતાનો પ્રચાર સામાન્ય અને મધ્યમ વર્ગમાં બહુ થવા લાગ્યો. પણ કવિએ તો એવું પણ લીધું કે હું મારી કવિતા લઈને

કોઇની પણ ખુશામત કરવાને જઈશ નહિ; મારામાં કંઈ ગુણ હશે તો જેને જરુર હશે તે મને બોલાવશે. આ રીતે કવિના ૩૪ કરતા વધારે વર્ષ વિતિ ગયા. તે દરમ્યાન તેના મિત્ર શ્રીસુરસંવના સપુત પુત્ર ગુણનિધિ ભાટ ગુમાને ખેડા જીલ્લામાં માતર તાલુકામાં આવેલા સુંઝ–સિહજ ગામના કણબી પટેલ રખીદાસને કવિ શામળભટ્ટની કવિતા ગાઈ સંભળાવી અને 'આશ્રયવિના કવિતા વનિતા અને લતા શોભતી નથી,' એવું જણાવી કવિને આશ્રય આપવા કહ્યું. રખીદાસ જો કે એક કણબી પાટીદાર હતો અને ખેતીવાડીમાં મશગુલ રહેતો હતો, તોપણ એણે ધર્મશાસ્ત્ર અને કવિતા ઉપર પ્રેમ હતો. તેણે શામળભટ્ટની કવિ તરીકેની ખ્યાતિ સાંભળી તેને તેડું મોકલ્યું અને ભારે સરપાવ આપી પોતાને ત્યાં કવિને રાખ્યો, અને વિવિધ પ્રકારના કાવ્યો બનાવવા કહ્યું. આ ઉપરથી કવિએ સંસ્કૃત, પ્રાકૃત, લોકકથા, રાસાઓ, પ્રબંધો વગેરે ગ્રન્થો ઉપરથી રખીદાસને રીઝવવાને સિંહાસન બત્રીસીની વાર્તા ૧૦ વર્ષમાં કટકે કટકે રચી, અને તેની નકલ રખીદાસે કરાવી ગમાન બારોટના સુત સરદારને તે કવિતા મોઢે કરાવી દેશવિદેશમાં લોકોને સંભળાવી કવિની કીર્તિનો ડંકો ગુજરાતમાં એક વાર વગડાવ્યો. કવિએ પણ પોતાના આશ્રયદાતાનું નામ યોગ્ય રીત્યે ભોજ, કર્ણ વગેરે દાનેશ્વરીઓ સાથે સરખાવી અમર કર્યું છે. આમ કરવામાં કવિએ કોઇ પણ જાતની ભાટાઇ કરી કહેવાય નહિ.

રખીદાસના મરણ પછી રખીદાસના છોકરાઓએ કવિને કાઢી મૂક્યા નહિ, પણ આશ્રય આપવો ચાલુ રાખ્યો હતો; કારણકે તેઓ વિદ્યાસંપન્ન હતા અને ભાટ, ચારણો, પંડિતો, પુરાણીઓને સારી સહાય આપતા અને ધર્મપરાયણ રહેતા હતા, અને તે માટે કવિએ તેઓના પણ ભારોભાર વખાણ પોતાના કાવ્યોમાં કર્યાં છે. શિવપુરાણ તેણે ૧૮૦૪ માં રખીદાસને માટે રચ્યું હતું. તે પછી રખીદાસનું મરણ થયેલું જણાય છે. તે પછી રખીદાસના છોકરાઓને પસંદ પડે તેવા શૃંગારાદિ

રસના કાવ્યો તથા ધર્મપ્રકરણમાં રેવાખંડ વગેરે ગુજરાતીમાં રચ્યા છે. કવિ કણબીને ઘેર રહ્યા હોવાથી તેના સમાગમમાં વણિકો, જૈનો અને મધ્યમ વર્ગના માણસો ઘણા આવતા હતા. તેથી તેના કાવ્યોમાં તેઓની જીવનદશાનું સારૂં પ્રતિબિંબ જણાય છે. એમ કહેવાય છે કે, રખીદાસના પુત્ર ઝવેરને તેની સ્ત્રીના ચરિત્રથી વૈરાગ્ય આવ્યો હતો અને તેને સમજાવવાને કવિએ છેક ઉત્તર વયમાં શુક-બોહતેરી નામનું કાવ્ય રચ્યું હતું. એ કાવ્યનો મુખ્ય હેતુ એવો જણાય છે કે, સ્ત્રીજાત સ્વભાવેજ ચંચળ વૃત્તિની છે; અને તેમાં તે અભણ અને સારા સંસ્કાર વિનાની હોય તો ગમે તેવો તેના ઉપર અંકુશ રાખવામાં આવે તોપણ તે બગડે જ, અને પોતાનો દોષ સફાઇથી ઢાંકી દઈ લોકોમાં પોતાનું છિદ્ર ઉઘાડું પાડવા દે નહિ. આ મુદ્દા ઉપર તેણે આ શુડા—બોહોતરીની (૭૨) વાર્તાઓ લખી છે. તેમાં તેણે દરેક વર્ણની સ્ત્રીની નબળી બાજુ ઉઘાડી પાડી છે, કોઇને પણ જતા કર્યાં નથી, પણ સાથે સાથે સદ્બોધ આપી પાતિવ્રત્યનું માહાત્મ્ય ગાયું છે. આમાંની કેટલીક વાતો પૂર્વે દંતકથારૂપે પણ હતી અને તેની કંઇક ઝાંખી તેના પૂરોગામી વત્સરાજની રસમંજરીમાં જણાય છે; તેમ કેટલીક વાર્તાઓનું બી તેણે પોતાની આસપાસની જીન્દગીમાં જે કંઈ જોયું હશે, સાંભળ્યું હશે તેના ઉપરથી લીધું છે. પોતાની આ વાર્તાઓનું પરિણામ લોકોમાં સારું આવશે નહિ તે કવિ સારી રીતે જાણતા હતા, અને તેથી પાણી પહેલી પાળ બાંધીને લખે છે કે,

"મહાન પુરુષ માખણ ગ્રહે, ગ્રહે છત હિણા છાસ,
નીચ બુદ્ધિ નરકે પડે, વડાને વૈકુંઠ વાસ."

આ પ્રમાણે શામળભટ્ટની જીવનરેખાનો સાદો ચિતાર છે. તેણે તેના આશ્રયદાતા રખીદાસ અને તેના કુટુંબીજનોના આસરા હેઠળ કયા કયા કાવ્યો રચ્યા છે તે નીચેના એક છપ્પા ઉપરથી જણાશેઃ

છપ્પા

**સિંહાસન બત્રીશી** તર્તીબજ કીધી તેણે,
**શિવપુરાણ** સમર્થ અર્થ જણાવ્યો જેણે;
રીઝથી **રેવાખંડ** દંડ જમદૂતનો ટાળી;
**ડાકોરનો ઠાકોર** વર્ણવીને હદ વાળી;
**વૈતાળ પચીશી** વર્ણવી, **શુક બોહુતેરી** ભાવે ધરી;
વાયુને વશ છે તરણ ત્યમ શામળ કવિએ કરી.

શામળભટ્ટે એ શિવાય નીચે પ્રમાણેના કાવ્યગ્રંથો રચ્યા છે.

(૧) પદ્માવતી વિ. સં. ૧૭૭૪ માં; (૨) ઉદ્યમકર્મસંવાદ; (૩) મદનમોહના; (૪) અભરામ કુલીના સલોકા અથવા રૂસ્તમ બહાદુરનો પવાડો વિ. સં. ૧૭૮૦; (૫) રણછોડજીના સલોકા વિ. સં. ૧૭૮૧; (૬) નંદબત્રિશી; (૭) વિનેચટની વાર્તા; (૮) બરાસ–કસ્તુરીની વાર્તા; (૯) ચંદ્ર ચંદ્રાવતી; (૧૦) રાવણ–મંદોદરી સંવાદ; (૧૧) અંગદવિષ્ટિ વિ. સં. ૧૮૦૮; (૧૨) સુન્દર કામદાર; (૧૩) શનિશ્ચરાખ્યાન; (૧૪) ઓડાણો; (૧૫) કાળી માહાત્મ્ય; (૧૬) શુકદેવાખ્યાન; (૧૭) ભોજકથા; (૧૮) રખીદાસચરિત્ર અથવા કડવા કણબીની ઉત્પત્તિ; (૧૯) વિશ્વેશ્વરાખ્યાન (૨૦) રણસ્થંભ; (૨૧) વિધાતાની વાર્તા; (૨૨) ભક્તમાળ.

શામળભટ્ટના રચેલા કાવ્યો સંબંધમાં ઉપર જે છપ્પો આપવામાં આવ્યો છે તે ઉપરથી એમ સહજ પ્રશ્ન થશે કે, સિંહાસનબત્રિશી અને વૈતાળ પચ્ચીશી એ બે કાવ્યો કવિએ છુટા ગણાવી શા માટે અસાવધતા દર્શાવી હશે ? જો કે સિંહાસનબત્રીશીમાં વૈતાળ પચ્ચીશીનો સમાવેશ તો થઈ જાય છે. સિંહાસનબત્રિશીની દરેક છાપેલી પ્રતમાં વૈતાળ પચ્ચીશીનો જુમખો ૩૨ મી વાર્તાને સ્થાને છે. એના સંબંધમાં તો માત્ર નીચે પ્રમાણે અનુમાન કરી શકાય છે. સિંહાસનબત્રિશીની એક બે જૂની પ્રતો જોતાં જણાય છે કે, શામળે બત્રિશમી વાર્તા તરીકે મડાપચ્ચીશીને દાખલ કરી તે પહેલા જૂના રાસોમાં જણાયલી નંદબત્રિશી દાખલ કરવાનો તેનો વિચાર

હોવો જોઇએ; કારણ કે જૂની હસ્તલિખિત પ્રતોમાં મડાપચ્ચીશીને સ્થાને નંદબત્રિશી જોવામાં આવે છે, અને નંદબત્રિશી નામમાં બત્રિશી શબ્દ પણ એજ બાબત દર્શાવે છે. ખરું જોતાં આ કવિતાને કવિએ નંદપચ્ચીશી અથવા તો એવું બીજું કોઈ નામ આપવું જોઇએ; પણ તેમ નહિ કરતાં તેણે બત્રિશી શબ્દ તેની સાથે જોડી દીધો છે તે સિંહાસનબત્રિશીમાં છેલ્લી વાર્તા રાખેલી તે ઉપરથી હોવું જોઇએ, એમ અનુમાન થાય છે. પછી કોઈ ગમે તે કારણે કવિએ "નંદરાયની કથા" છુટી પાડી નાંખી અને વૈતાળ પચ્ચીશી તેમાં દાખલ કરી દીધી. પણ અસલ યોજના પ્રમાણે નંદબત્રિશી એ નામ લોકોમાં પ્રચલિત રહી ગયું. પણ ત્યારે આ છપ્પો કયા સમયનો છે તેનો ગુંચવાડો થાય છે. મડાપચ્ચીશી અથવા વૈતાળ પચ્ચીશી એ તો સ્વતંત્ર ઝુમખોજ હોવો જોઇએ. અને નંદબત્રિશી તે સિંહાસન બત્રિશીમાંની બત્રિશમી વાર્તા હોવી જોઇએ અથવા સિંહાસન બત્રિશીના જેવી નંદબત્રિશી લખવાની યોજના કવિએ કરેલી હોવી જોઇએ અને તે અપૂર્ણ રહી હોવી જોઇએ અને સિંહાસન બત્રિશીમાંની બત્રિશમી વાર્તા કોઈ બીજી હોવી જોઇએ. કવિ શામળે રચેલાં કુલ્લે કેટલાં કાવ્યો છે તે હજી સુધી નક્કી થયું નથી. ઘણી વાર્તાના નામો એના નામે ચઢેલા જણાય છે.

કવિના સંબંધમાં આથી વિશેષ માહિતિ મળી શકતી નથી. કવિએ પોતાના આશ્રયદાતા અને તેના પુત્રોના સંબંધમાં જે હકીકત તથા તે સમયનું ચિત્ર પોતે દર્શાવ્યું છે તેજ તેના શબ્દોમાં અત્રે આપીએ છીએ.

ગુર્જરદેશ ગરૂવો ઘણો, અમદાવાદ અનૂપ;
સાભર તટ શિરોમણી, બ્રહ્મજી શિવ જ્યાં ભૂપ.
પુંઠળ પોઢાં પરગણાં, અધિક એકથી એક;
વરણ અઢાર વાસો વસે, વારૂ વિપ્ર વિવેક.
માતર પ્રગણામાં મણી, શુંઝ શિરોમણી ગામ;
વિશ્વનાથ વીરેશ્વરો, નવે ખંડમાં નામ.

પ્રગટ જેહનાં પારખાં, મહા મોટમ પદ મેર;
ચોખાનો લાડુ ચડે, સવાએ મણ ને શેર.
વાંઝ બંધાવે પારણાં, અષ્ટ સિદ્ધિ આપણુહાર;
વરદાતા વિરેશ્વરો, નોધારાં આધાર.
* * * * *

કુળશુદ્ધે કણુબી વસે, કાળિજી કુળ શુભ કામ;
વાસણુ વંસે અંશપત, નરપતિ જેવાં નામ.
માનજી સુત મોટમ પદે, રખીદાસ રિધ રૂપ;
નવાણુ કીધાં નિર્મળાં, ભોજ સમોવડ ભૂપ.
પાળ્યાં લાડ પ્રજાતણાં, પ્રજા ઉપર બહુ પ્રીત;
સદાવ્રત શોભાવિયાં, રામ રાજની રીત.
રખિયલ જ્યાં રક્ષા કરે, દુનિયામાં નહિ દુઃખ;
પૃથ્વી કરી પસાયતે, ભિક્ષુક ભાગી ભૂખ.
પુન્યવંત પરિવાર સહુ, ભડભાવિક ભત્રીજ;
સુખસાગર શોભિત સદા, બહુ પુન્યના બીજ.
પંડિત જનનો પારખુ, કવિનાં પૂરણુ કોડ;
મંગણુ મોજાં દયેણો, હાકી જીતે હોડ.
પાંચે પૂત્ર પરાક્રમી, એક એકથી એક;
ભત્રિજ સૌ ભૂપતિસમા, ન્યાવટ શાવટ નેક.
શ્યામજી વીર સલક્ષણો, ઘણી બુદ્ધિ ઘર સૂત્ર;
વડહથ વેણી સારખો, પાટવી રખિયલ પૂત્ર.
રખિયલ કેરા રાજવી, પાંચ પુત્ર પરતાપ;
જશવંત ઝવેરજ જાણુવો, અધિક પરાક્રમી આપ.
સદાવ્રતની સાખ ઘેર, અન્નનાં દાન અપાય;
સભા મળે પંડિતની, કૃષ્ણુ કથા કહેવાય.
હરીભક્ત હરીજન સહુ, ગુણુનિદ્ધિ સુભ ગંગેવ;

લક્ષ્મીવર પૂજે લખું, તરતિબ સહુની ટેવ.
ગુણીજન આવે ગામમાં, શાસ્ત્ર વાત સુજાણ;
આશિષ દે તે અતિ ઘણી, કહે કુશળ કલ્યાણ.
રખિયલ સુત રાજેશ્વરી, શિવ પૂજે સાંજ સવેર;
એકસમે સભા ભરી, બેઠો જશવંત ઝવેર.
સાખી સમશ્યા સોરઠા, કહે વખાણી વાત;
ભાટ ચારણ બ્રાહ્મણ સહુ, પુન્યકાળ પરભાત.
કીર્તી તેણે સાંભળી, શામળભટ કવિરાજ;
શ્રીગોડ માળવી વિપ્ર સુભ, લક્ષ કોટિધા લાજ.
કવિ તેઓ કોડે કરી, સાંભળજો સુભ ગ્નાત;
વાસી વેગનપુરતણો, ગુણ જાણે ગુજરાત.
શામળ આવ્યો સુંજમાં, સકળ શાસ્ત્રમાં સૂત્ર;
શોભિત સાથ સલક્ષણો, પરસોતમ લેઈ પૂત્ર.
માન દિધાં મનસા શુધે અતિ આણી આહલાદ;
સભા મધ્ય શામળભટે, દીધો આશીરવાદ.

## છપો.

તમ ઘેર ત્રીજે વાર, પ્રથમ વાર નિત્ય પૂજો;
ચતુર જયમ ચોથો વાર, સત્ય વાતે શુભ સુઝો;
પ્રસન્ન પાંચમો વાર, વિમળ જશ વિદ્યા વાધો;
છઠ્ઠા વારની છત્ય, શોભા શત્રુની સાધો;
સાતમો વાર સંકટ હરો, અધિપત ડાહ્યા અંશને.
આશીર્વાદ કવી કહે, મનજી વાસણના વંશને.

## દોહરા.

ઊઠ્યા સહુ આદર કરી, સકળ સભા સમેત;
પ્રદક્ષણ દેઈ પાગે નમ્યા, હેડે આણી હેત.

ભલે પધાર્યા બ્રહ્મજી, ભલપણ કેરા ભુપ;
વ્યાસ વસીષ્ટ શુકદેવજી, રિદ્ધિવંત છો રૂપ.
પુરૂષોત્તમ પુત્ર પવીત્ર નર, નિરમળ રૂડું નામ;
પૂરણ પુન્ય પ્રગટ હવું, ગુણવંત થયું નિજ ગામ.
પાણ્ય જોડીને પુછિયે, કરિયે વિનતિ કેહેણ;
નૌતમ ગ્રંથ નીતિ કહો, વિવિધ વિલાસી વેણ.
ગ્રંથ કહ્યો રખિદાસને, સિંહાસન બત્રિશ;
નવે ખંડ નામે લહ્યો, પ્રસન્ન છે ઊમિયા ઇશ.
રામચરીત્ર રૂદે ધર્યાં, વર્ણવ્યો રેવાખંડ;
ગંગા કેરા ગુણ ગ્રહ્યા, ટાળો છે જમ દંડ.
નૌતમ ગ્રંથ નવો કહો, ચતુરાઈ તણો ઉપદેશ;
પંચ પ્રમાણ પંડિત કરે, હારદથી હમેશ.
સંસ્કૃતથી પ્રાકૃત કહો, ખટરસ ભાષા ખ્યાલ;
અઢાર પુરાણથી અધિપતિ, મહિપત જોતાં માલ.
શ્લોક હોય સંસ્કૃતમાં, કરો તેહ કવિત;
ગુર્જર ભાષા ગુણ ઘણો, ચાતુર રીઝે ચિત.
સાબાશ સપુત સુલક્ષણા, સાબાશ સહોદર સાથ;
સાબાશ પિતું પરીયા પિતર, સાબાશી જમણે હાથ.
પુરૂષોત્તમે ત્યાં પ્રિતથી, દીધા આશીર્વાદ;
ગ્રંથ કર્યો શામળભટે, આણીને આહલ્લાદ.

કવિના આ આત્મકથનનો છેલ્લો ભાગ ખાસ લક્ષ આપવા જેવો છે. કવિના આશ્રયદાતા રખીદાસ અને પુત્ર જસવંત ઝવેર એમણે કવિને અમુક પ્રકારના ગ્રન્થો રચવાની આજ્ઞા આપી હતી. તે સંસ્કૃતમાંથી ખટરસવાળી પ્રાકૃત ભાષામાં, અને તે પ્રાકૃત તે ગુણિયલ ગુર્જર ભાષામાં, નૌતમ કાવ્યો રચો એવો આદેશ તેમનો કવિને હતો, કે જેથી ચતુર નરનારીઓ રીઝે અને પંડિતોનું પંચ તે પુસ્તકોને પ્રમાણ કરે,

માન્ય રાખે. કવિએ પણ તેમની આજ્ઞા શિરોધાર્ય કરી તેમના ગુર્જર ભાષાભિમાન માટે શાબાશી સાથે આશીર્વાદ આપ્યો છે. તે સમયના લોકોનું ગુજરાતી ભાષા માટે કેટલું અને કેવું અભિમાન! સંસ્કૃત અને પ્રાકૃતમાં જેટલું હોય તેટલું ગુજરાતી ભાષામાં આણવા માટે કેટલો મોટો ઉત્સાહ? શું તે આજના જમાનામાં પણ અનુકરણિય નથી? કવિની કાવ્યશક્તિ લોકોમાં કેટલી ઉંચ મનાતી હતી તેનો ખ્યાલ તેના આશ્રય વિનાની રખડપટ્ટીની સ્થિતિ પછી સ્વજીવનમાં બનેલા આ માનદાયી પ્રસંગના આલેખન ઉપરથી સ્પષ્ટ થાય છે. કવિને રખીદાસનો જેમ મોટો આશ્રય હતો તેમ રખીદાસે તેના મિત્ર સુરસંઘના પુત્ર ગમાન ભાટ અને તેના સુત સરદાર કવિને માટે શામળ ભટ્ટના કાવ્યોની અનેક પ્રત કરાવી તેના કાવ્યનો સુગંધ તેઓની મારફતે ગુજરાતમાં ચોમેર પ્રસરાવ્યો હતો. કવિએ તેઓના નામો પણ પોતાના કાવ્યોમાં જોડ્યાં છે.

એના કાવ્યો અને કવિત્વ શક્તિવિષે વિવિધ પ્રકારના અભિપ્રાયો ગૂર્જર સાક્ષરોએ દર્શાવ્યા છે, પણ ખરો તોલ કરવા માટે એના બધા કાવ્યોની એક સારી પ્રમાણભૂત આવૃત્તિ પ્રકટ થવાની જરૂર છે. તો પણ ઘણાખરા સાક્ષરો કવિ નર્મદાશંકરના મતને મળતા થાય છે માટે એનો અભિપ્રાય અત્રે આપવામાં આવે છે.

"તેની કવિતાનો મોટો ભાગ વાર્તાનો છે. એ વાર્તાઓ લખવાનો ઉદ્દેશ ગામડિયાઓને રીઝવવાનો છતાં તેણે પોતાની વિદ્વત્તા અને કવિત્વશક્તિ સારીપેઠે બતાવી છે. અજ્ઞાની લોકની કવિતા તરફ રુચિ કરાવ્યાનું અને તેમાં નીતિ બતાવ્યાનું માન શામળને છે. ભોજપ્રબંધ આદિ લઈ વિક્રમ, ભોજ સંબંધી સંસ્કૃત પુસ્તકોમાંથી જોઈ લઇને સારી પેઠે વધારીને તેણે વાર્તાઓ બનાવી છે. કેટલીક નવી યોજી છે ને કેટલીક ફારસીમાંથી સાંભળી લેઇને કરી હશે! તેણે સંસ્કૃત સાહિત્યના શ્લોકના કવિત્ત છપ્પા બનાવેલા છે."

* * * * *

"જો કે કેટલીક મોટી વાર્તામાં કેટલીક સ્ત્રીની મૂર્તિ રૌદ્ર ને ભયાનક રસ ઉત્પન્ન કરે છે ને કેટલાક પુરુષોની સુઘડ મૂર્તિ ઉજળો આનંદ આપે છે તો પણ સર્વ વાર્તા વિષે સાધારણ વિચાર આટલોજ આપી શકાય છે કે, તે તર્કથી યોજાઈ છે, તોપણ તે ઉત્તરોત્તર તર્કથી, નવાં નવાં વર્ણનથી રસભરી થઈ નથી; હા, સાહિત્યઅલંકારથી તેજદાર છે ખરી. કથન પણ ઘણું કરીને એક સરખાં સાદાં છે; યુક્તિ ને ખટપટ ભરેલાં નથી કે એક નવો રંગ દેખાય. વાર્તામાં ને બીજી કવિતામાં પ્રસંગે પ્રસંગે નવે રસ, અલંકાર તથા સાહિત્ય દેખાડ્યા છે, પણ એ રસ ઘટ જામેલા નથી, ઉપલકિયા છે; એટલે અસર ઘણી વાર રહેતી નથી. કવિનો ગ્રંથ લખવાના ઉત્સાહનો ઉભરો એવો તો જોશમાં બહાર પડેલો છે કે, તેણે હિંદુ, ઉર્દુ, જૈન શબ્દો તાણીતોડી પ્રાસને અનુકૂળ કરી પોતાની વાણીને સરળ, તેજ મારતી ને છટાવાળી દેખાડી છે. સામળે ઘણું લખ્યું છે, ઘણું સાહિત્ય વાપર્યું છે, ઘણો બોધ આપ્યો છે, ઘણી ચાતુરી બતાવી છે ને ઘણા રંગ દર્શાવ્યા છે. તે સૌ જોતાં તેની કવિતા એ, ગૂર્જરી સ્થિતિ પ્રદેશમાં એક રંગમંડપ હોયની શું તેવી શોભે છે, કે જેમાં ગૂજરાતી સ્ત્રીપુરુષો અનીતિ, મૂર્ખાઈ વગેરેનું હાસ્યરસ નાટક જોઈ અને દૃષ્ટાંતકથન સાંભળી સુબોધ શિક્ષા ગ્રહણ કરે છે. ગૂજરાતીઓમાં પ્રવૃત્તિના આનંદનો અને ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ, પરાક્રમ એ સદ્‌ગુણોનો પ્રથમ બોધ કરનાર સામળભટ છે, "જીવતો નર ભદ્રા પામશે" એ વચન તો કહેણીરૂપ થઈ રહ્યું છે."

સ્વ. પંડિત નવલરામ નીચે પ્રમાણે અભિપ્રાય આપે છે:

"કવિપંક્તિમાં શામળને દયારામની ઉપર મુકવામાં આવે છે તે તેના રસને માટે નહિ, પણ તર્કને માટે. સંસાર સંબંધી વાર્તા પોતાની અક્કલથી યોજીને લખવાનો સંપ્રદાય આપણા કવિમંડળમાં હતો જ નહિ. તેથી એમ પ્રથમ કરવાનું માન શામળને ઘટે છે, અને એ કારણને લીધે જ, અગર જો કે એને કેટલીક વાર્તાનો આધાર મળેલો ખરો, અને તે

આધાર ઉપરથી વિસ્તાર કરવામાં એણે કંઈ ઊંચી જાતનો તર્ક બતાવ્યો નથી, તોપણ પ્રેમાનંદથી ઉતરતું આસન એને આપવામાં આવે છે. બાકી એની વાર્તા યોજવાની શક્તિને તર્ક નહિ પણ ઉડતા તરંગનું નામ શોભે. તર્ક તો વ્યાસ અને વાલ્મીકિનો કે જેમાંથી ગર્જના કરતા પ્રૌઢ "ઇતિહાસો" નીકળ્યા. શામળની બુદ્ધિ અલ્ફલયલાવલયલા અથવા એક હજાર અને એક રાત્રિની વાર્તાના બનાવનારને વધારે મળતી આવે છે. શામળને કવિ નહિ, પણ એક (novelist) "નોવેલીસ્ટ" કહીયે તો ચાલે, અને એ જાતના અંગ્રેજીમાં ગદ્ય લખનારા બુલ્વર લીટન, સ્કૉટ આદિ બીજા કુંડીબંધ છે તેની આગળ એના કંઈજ હિસાબ નહિ લાગે. એનામાં ઘણુંજ સંસારજ્ઞાન અને કેટલુંક ચાતુર્ય છે. એની કવિતા વ્રજભાષાના કવિયોની છટાને મળતી છે, પણ તે ખેલાડીયો તો છટાની સાથે રસ સારો મુકી જાણતા હતા, તેમ શામળથી કંઈ ઘણું બની શક્યું નથી. એણે નીતિબોધ ઘણો અને ઠીક લખ્યો છે."

કવિ શામળ ભટ્ટે પોતે કવિ કોને કહેવો અને કવિતા કોને કહેવી તેના સંબંધમાં નીચે પ્રમાણે કથ્યું છે, અને તેની અંદર બધી ટીકાનો સમાસ થઈ જાય છે:

> સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક,
> સાદામાં શિક્ષા કથે તેજ કવિજન એક.

કવિ પોતાની કવિતાની સાદાઈ માટે આટલો વિવેક વાપરે છે. છતાં એની કવિતાના ગુણદોષ અત્રે જણાવીએ છીએ. શામળની કવિતામાં અર્થાલંકાર થોડા છે, અનુપ્રાસ વગેરે શબ્દાલંકાર અને સાહિત્યની વિશેષતા છે, અને તેણે કાવ્યરચના છંદમાં કરી છે. પણ કાવ્યનો આત્મા જે રસ તેની એના કાવ્યોમાં ઉણપ છે. અનુપ્રાસ વગેરે શબ્દાલંકાર ઉપર શામળે હદથી વધારે ધ્યાન આપ્યાથી તેની કૃતિઓમાં કાવ્યની ખરી ખુબી ઘણા ઓછે અંશે આવેલી છે. સામાન્ય સમજના લોકોમાં કવિતા વાંચી સંભળાવવા રચેલી હોવાથી શામળે અર્થ ધ્વનિ વગેરેની ખુબી ઉપર

લક્ષ ન આપતાં દરેક પદમાં અને દરેક લીટીમાં જેમ વધારે અનુપ્રાસ અને ઝડઝમક ઘુસે તેમ કરવાનો પ્રયત્ન કર્યો છે, એ જ તેની કવિતાની મોટી ખોડ છે. એની કવિતામાં ઉંચ હ્રદયને ઉલ્લાસ આવે અથવા કે ચમત્કારી બનાવે અથવા માણસના મનોવિકારને હચમચાવે કે પીગળાવે એવું કશું નથી. માત્ર પોતે કહે છે તેમ સાદી વાત અને નીતિબોધ એણે સાદી ભાષા એટલે સાદી કવિતામાં વર્ણવ્યાં છે. એની કવિતામાં વાર્તા છે તથાપિ એ વાર્તા કંઈ કવિતા નથી; પણ કેટલેક સ્થળે કવિતાનો અંશ તેના ઉપર પડેલો છે તેથી તે વાતો રસીક લાગે છે, અને અભણ તથા મધ્યમવર્ગના જનોને સારો આનંદ આપે છે. શામળ જો આપણા જમાનામાં કદાચ હોત તો તે પદ્યમાં લખવા કરતાં ગદ્યમાં જ લખવાનું પસંદ કરત. એણે વાર્તાઓને શમશ્યા, પ્રશ્નોત્તરો, રસભરી ઉક્તિઓથી સારી ઓપાવી છે. જ્યાં તક મળી ત્યાં વ્યવહારૂ જ્ઞાન દર્શાવ્યું છે. એનો શબ્દભંડોળ સારો છે અને વિચારો ઉંચી પ્રતિના અને બોધ આપનારા છે.

## કાવ્ય વિવેચન

કવિ શામળભટ્ટનું "ઉદ્યમ–કર્મ સંવાદ" નામનું આ એક સાદું અને સરળ કાવ્ય છે. પણ એમાં ચર્ચેલો સિદ્ધાંત અતિગૂઢ અને મહત્વનો છે. જગતની ઉત્પત્તિથી આ વાદ ચાલ્યો આવ્યો છે કે, મનુષ્ય પ્રાણીને જે સુખદુઃખ પ્રાપ્ત થાય છે, તેનું કારણ શું? ઘણાઓ પ્રયત્ન કરે છે ને તેને તેનુ યોગ્ય ફળ મળે છે અને ઘણાઓને પ્રયત્ન કર્યા છતાં મળતું નથી, જ્યારે ઘણાઓને વિના પ્રયત્ને ઘણો લાભ મળે છે અને ઘણાઓને ઓછો લાભ મળે છે, તો તેમ થવામાં કારણ શું? શું તેમાં પ્રયત્નની ખામી છે, કે કોઇ અદશ્ય શક્તિનો હાથ રહેલો છે? આ પ્રશ્નનો સંતોષકારક ખુલાસો હજી કોઇ આપી શક્યું નથી. દરેક જણ પોતપોતાનો મત સમર્થન કરવા મથે છે. આવો વિકટ કોયડો કવિએ વાર્તાદ્વારા છોડવાનો પ્રયત્ન કર્યો છે, અને તેમાં બન્ને પક્ષના વાદીઓના દાખલા દલીલ સુંદર રીતે પ્રતિપાદન કર્યાં છે, અને

છેવટે પંચદ્વારા એવો નિર્ણય કરાવ્યો છે કે **કર્મ** (ભાવી, નસીબ, દૈવ) અને **ઉદ્યમ** (પુરૂષપ્રયત્ન, પુરૂષાર્થ) એ બેઉમાં કર્મ એ ઉદ્યમનું માત્ર બીજું નામ છે, અને ઉદ્યમરૂપી ખીલડાની આસપાસ કર્મ ફર્યાં કરે છે. તેઓ મૂળ સ્વરૂપે જૂદા નથી પણ એક છે.

* * * ઉદ્યમે **કર્મ** કર્મે ઉદ્યમ બળવંત

× × × × ×

**કર્મ** વિના ઉદ્યમ નવ મળે, ઉદ્યમ કરતાં **કર્મજ** ફળે

× × × × ×

ઉદ્યમનું તો **કર્મજ** નામ, કર્મનો તે ઉદ્યમ ઠામ;
એ બેઉમાં કંઈ અંતર નથી, જોજો વેદ પુરાણે કથી;

× × × × ×

**કર્મ** થકી ઉદ્યમ ફળે, ઉદ્યમથી કર્મ હોય;
ઓછું અદકું એહને, કહી ન શકે કોય.

× × × × ×

ઉદ્યમ વિના ચાલે નહિ, કર્મ વિના ફૂટાય;
**કર્મને** ઉદ્યમ ફળે, પ્રીછ્યો પંડિત રાય.

કવિએ આ સિદ્ધાંત સમજાવવાને કેવો ઉઠાવ કર્યો છે તે જરા જોઇએ. ગ્રંથારંભે ઇષ્ટ દેવાદિને નમસ્કાર કરી ઉદ્યમકર્મની વાર્તા લખવાની કવિ પ્રતિજ્ઞા કરે છે, અને તે માટે ઉજ્જેણી નગરીના રાજકર્તા ભદ્રસેન મહારાજના દરબારનો ઠાઠ વર્ણવે છે. તે પછી વચમાં દૈવ તત્વ ઉમેરવાને કારણે ઇંદ્રની દરબારમાં મદનમંજરી નામા એક અપસરા અને વસુધરદેવ નામના દેવને શાપ પ્રાપ્ત થવાથી મૃત્યુલોકમાં જન્મ થયાનું જણાવે છે. આમાંનો વસુધર શિવશર્મા નામનો બ્રાહ્મણ થઈ ઉજ્જેણી નગરીમાં ભદ્રસેન મહારાજના દરબારનો એક મહા પંડિત થાય છે, અને અપસરા મદનમંજરી કર્ણાટકમાં કામકળા નામની ગુણિકા થઇને અવતરે છે. આ ગુણિકા કૌતુકમયી છે અને પોતે ઉદ્યમ(પુરૂષપ્રયત્ન)થી સર્વ

વસ્તુ પ્રાપ્ત થાય છે એવો મતાગ્રહ રાખે છે, અને તેનો પ્રચાર કરવાને આખા હિન્દુસ્તાનમાં ફરે છે, અને વાદ કરી પંડિતોને જીતી સોનાના પુતલા લે છે. આખરે તે ઉજ્જેણીમાં આવે છે અને રાજસભામાં પોતા સાથે વાદ કરવાને આહ્‌વાન આપે છે. જ્યારે કોઈ હિંમત ભીડતું નથી ત્યારે શિવશર્માં બીડું ઝડપી બહાર પડે છે. કામકળા પણ સાવધ થાય છે અને તેનામાં કેટલી હોશીયારી છે અને પોતે જે પ્રશ્ન પૂછનારી છે તેનો યોગ્ય ઉત્તર આપી શકે તેમ તે છે કે નહી તેની પરીક્ષા કરવાને તેને ૨૪ પ્રશ્નો પ્રથમ પૂછે છે અને શિવશર્માં તેના મનપતીજ ઉત્તરો આપે છે. કામકળા તેથી ખુશી થાય છે, કે તેને તેની જોડ મળી છે, અને પછી ઉદ્યમ વડું કે કર્મ? એવો પ્રશ્ન પૂછી પોતે ઉદ્યમવાદિની છે તે દર્શાવે છે. શિવશર્માં કર્મનો પક્ષ લેઇ ઉદ્યમવાદ ખંડન કરવાને તત્પર થાય છે. એટલે કામકળા પ્રથમ બે બ્રાહ્મણ ભાઇઓની વાત કહે છે. તેના ઉત્તરમાં શિવશર્માં સાપ અને ઉંદરની વાર્તા કહે છે. કામકળા તે પછી એક વૃદ્ધ બગલો અને માછલાની વાર્તા કહે છે, ત્યારે શિવશર્માં બ્રાહ્મણ અને વરતીઆની કથા કહે છે. આ રીતે બન્ને જણાં પોતપોતાનાં સિદ્ધાંતો સ્થાપવાને મથન કરે છે. તે પછી કામકળા ઉદ્યમથી સર્વ વસ્તુ ફળે છે, તેનાં વ્યવહારમાંથી અનેક દ્રષ્ટાંતો આપે છે. શિવશર્માં ઉદ્યમ કર્યાં છતાં ફળ પ્રાપ્તિ ન થવા માટે ભાવિની વિચિત્ર ગતિનાં તેવાંજ દ્રષ્ટાંતો આપે છે. છેલ્લે કામકળા તેનો પ્રત્યુત્તર આપે છે. આ પ્રમાણે ન્યાયની દરબારમાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ જેમ થાય છે તેમ શામળભટ્ટે કરી દર્શાવ્યું છે. છેવટે સભા અથવા પંચ તેનો નિર્ણય કરે છે અને મહારાજા પ્રસન્ન થાય છે. કામકળાને અને શિવશર્માંને તે પછી પોતાના પૂર્વજન્મનું જ્ઞાન થાય છે અને બન્ને જણા પરણે છે, અને અવસાને ઇંદ્રના અનુગ્રહથી દેવલોકને પ્રાપ્ત થાય છે.

શામળભટ્ટે આ વાર્તાનો ઉઠાવ એની પૂર્વે થઈ ગયેલા કવિ નર્મદાચાર્યના એક ગ્રંથમાંથી લીધો હોય એમ જણાય છે. તેમાં પણ એક કામકળા

નામા ગુણિકા ઉજ્જેણીના ભૈરવસેન રાજાના દરબારમાં આવી કામશાસ્ત્રમાં પોતાને જીતે તેને પરણવાનું જણાવે છે અને તેને કોકદેવ નામનો પંડિત પરાજિત કરી પરણે છે. કવિએ ભૈરવસેનને બદલે ભદ્રસેન રાજા અને કોકદેવ પંડિતને સ્થાને શિવશર્માને કલપ્યા છે. ગુણિકાનું નામ કામકળા જ રાખ્યું છે. બન્ને કર્ણાટક દેશથી વાદ કરવા આવે છે અને વાદમાં હારી જીત-નારને બન્ને પરણે છે. આટલું બન્નેમાં મળતાપણું છે. એ શિવાય અન્ય વસ્તુ કવિની પોતાની છે.

વાદના સિદ્ધાંતો દાખલા દલીલો વગેરે કવિએ સંસ્કૃત ગ્રંથોમાંથી લીધાં છે અને તેને સુઘટિત ગોઠવ્યા છે. મૂળ નાના શ્લોકો અને ટુંકી કથાઓ, પણ વિસ્તાર કવિનો પોતાનો છે, અને તેમાં દર્શાવેલા બુદ્ધિ-ચાતુર્યથી વાંચનારનું મન મુગ્ધ થાય છે અને ઉત્તમ નીતિબોધ પ્રાપ્ત કરે છે. કવિના મનમાં સંસ્કૃત પંચતંત્રનો નીચેનો એક શ્લોક આ કાવ્યના બીજ રૂપે રમી રહેલો જણાય છે, અને તેને એણે ઉત્તમ રીતે પલ્લવિત કરી એક મોટા વૃક્ષરૂપે ઉછેર્યો છે.

> **उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-**
> **दैवं हि दैवमिति कापुरुषा वदन्ति ॥**
> **दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या ।**
> **यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥**

ઉદ્યોગી એવા પુરૂષસિંહને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. લક્ષ્મી પ્રાપ્ત થવામાં દૈવ છે, દૈવ છે એવું કાયર પુરૂષો જ કહે છે. માટે દૈવનો ત્યાગ કરી પોતાની શક્તિવડે પુરૂષાર્થ કરો. પછી મહેનત કર્યા છતાં કાર્યસિદ્ધિ ન થાય તો આ પ્રયત્નમાં કોઇક દોષ છે? જો હોય તો તે સુધારી પુનઃ પ્રયત્ન કરો.

આ સૂક્ષ્મ બીજને કવિએ અંકુરિત કરી પલ્લવિત બનાવી મોટું વૃક્ષ કરી બતાવ્યું છે. એનાં ફળો તે ઉદ્યમ અને કર્મ; એ બે દલવાળા ચણાની દાલ જેવા છે, એમ સારી રીતે સમજાવ્યું છે. નિરસ દાખલા દૃષ્ટાંત અને

દલીલો આપીને સમજાવવા કરતાં વાર્તામાં ગોઠવીને સમજાવાય તો વાંચનારને તુર્ત સમજણ પડે તેથી તેણે વાર્તામાં ઉપલા સિદ્ધાંતને શણગાર્યો છે. ઉદ્યમવાદીના બે દ્રષ્ટાંતોમાંની એક બગલાની અને માછલાની કથા પંચતંત્રમાંથી લીધેલી જણાય છે. અને કર્મવાદીના બે દ્રષ્ટાંતો, સાપ અને ઉંદરની કથા તથા બ્રાહ્મણ અને વરતિયાની વાર્તા, પણ તેવાંજ પુસ્તકો અને પ્રાસ્તાવિક શ્લોકો ઉપરથી લીધાં છે. એ ઉપરાંત વૃદ્ધચાણાકયનીતિ, પંચતંત્રના શ્લોકો વગેરેમાં રહેલાં ઉપદેશનો ભાવ આણેલો છે. કર્મવાદીના બે દ્રષ્ટાંતો નીચેના બે શ્લોકોમાં દર્શાવેલા છે. તેને વિસ્તારી શામળભટ્ટે કેવા સુંદર યોજ્યા છે તે વાંચનારને જણાયા વિના રહેશે નહિ.

**भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा**
**कृत्वाखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः ।**
**तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यातः पथा**
**लोकाः–पश्यत दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम् ॥**

(ભર્તૃહરિ–નીતિશતક)

જેનું શરીર કરંડીઆમાં પીડા પામ્યું છે અને ક્ષુધાથી જેની ઇન્દ્રિયો ગ્લાનિ પામેલી છે એવો એક સર્પ રાત્રે આશાભંગ થઇ પડેલો હતો, એ કરંડીયામાં ખાવાની આશાએ કોઇ ઉંદર છિદ્ર કરીને અંદર પેસીને સર્પના મુખમાં આવી પડ્યો. સર્પ તેના માંસથી તૃપ્ત થયો અને ઉંદરે છિદ્ર પાડી કરેલા માર્ગવડે નીકળી ચાલ્યો ગયો. માટે હે લોકો, જુઓ મનુષ્યને વૃદ્ધિ અને ક્ષય(ચઢતિ–પડતી)નું કારણ દૈવજ છે.

**खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके**
**वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः ।**
**तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः**
**प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रापदां भाजनम् ॥**

(ભર્તૃહરિ–નીતિશતક)

કોઇએક ટાલીઓ પુરૂષ (ખલ્વાટ) સૂર્યના કિરણોવડે પોતાનું મસ્તક તપ્યું એટલે તે તડકા વગરના પ્રદેશમાં જવાની ઇચ્છાથી દૈવયોગે એક તાડવૃક્ષના મૂળ આગળ જઈ ઉભો. ત્યાં એ વૃક્ષનું એક મોટું ફળ પડયું તેથી તેનું મસ્તક મોટા અવાજ સાથે તડાક કરતું ભાંગી ગયું. તેથી ભાગ્ય રહિત પુરૂષ જ્યાં જાય છે ત્યાં તે આપત્તિઓનું પાત્ર થઈ પડે છે.

આ પ્રમાણે શામલભટ્ટે સંસ્કૃત પ્રાકૃત શ્લોકોના ભાવાર્થ વગેરેનો ઉપયોગ ગુજરાતી ભાષામાં સુંદર રીતે કરેલો છે.

ઉદ્યમ-કર્મ સંવાદમાંથી ગુજરાતી પ્રજાજનની તે સમયની સ્થિતિના ચિતારનો કંઈ ખ્યાલ તેની બીજી વાર્તાઓમાં જેવો મળી આવે છે તેવો મળી આવતો નથી. છતાં એક મુખ્ય વાત લક્ષ આપવા જેવી છે. એના નાયકનાયિકા એક બીજાનું બુદ્ધિચાતુર્ય જોઇને પરણે છે, તેમ ન્નાતજાતનો ભેદ ગણતા નથી, પણ ગુણ ઉપર મોહ પામીને પરણે છે. આ કાવ્યમાં કામકળા એક કર્ણાટકી ગુણિકા છે. એનાં માતપિતા અજ્ઞાત છે, છતાં તે ઉજ્જેણી નગરીના એક પંડિત શિવશર્માને તેનું બુદ્ધિચાતુર્ય જોઇને પરણે છે, અને રાજસભા તેમના લગ્નને સંમતિ આપે છે. શામળભટ્ટની ઘણી વાર્તાઓમાં ગુણિકાઓ આગળ પડતો ભાગ ભજવે છે, તેમ આમાં પણ છે. તેઓ નીચ અધમ વૃત્તિની વેશ્યા હોતી નથી, પણ ઉચ્ચ આદર્શોવાળી અને ઉચ્ચ પંક્તિની સ્ત્રીઓ હોય છે. તેઓ અનુભવી, ભણેલી ગણેલી, નીડર અને જીવનવ્યાપારની નીતિથી સારી રીતે માહિતગાર હોય છે. તેઓ ગમેતેમ ગમેતેવા પુરૂપ સાથે પરણતી નથી, પણ પોતાની મરજી પ્રમાણે પસંદ કરી, તેની કસોટી કરી પોતાના મનગમતા આદર્શ પ્રમાણે તે પુરૂપ છે કે કેમ તે તપાસી, પછી તેને ગુણવાન જાણી પરણે છે અને તેની સાથે એકનિષ્ઠા સ્ત્રી માફક થઇને રહે છે અને સુખદુ:ખમાં ભાગ લે છે. પરંતુ એ ગુણિકા છતાં પુનર્લગ્ન કરનારી ગુણિકા નથી. આ પ્રમાણે શામળના પ્રસ્તુત કાવ્યમાંથી જાણવાનું મળે છે. શામળભટ્ટની આ પોતાની કવિસૃષ્ટિ છે. તે પોતાના જમાના કરતાં ઘણો આગળ વધેલો લાગે છે.

શામળભટકૃત*

# ઉદ્યમકર્મ સંવાદ



## દોહરા

શ્રી શંકરસુતને પરણમું, બુદ્ધિતણો દાતાર;
અંગે સિંદુર શોભતું, મોદિક અમૃત આહાર. ૧
બ્રહ્મસુતા તુજને નમું, માગું એક પસાય;
રસના વાસ કરો સદા, તો બુદ્ધિ પ્રફુલ્લિત થાય. ૨
નંદસુત નરહરિને નમું, મુરલીધર મહારાજ;
ગ્રંથ કરું શુભ શાસ્ત્રનો, રાખો મારી લાજ. ૩
કરજોડી કવિને કહું, કોઈ મા દેશો ખોડ;
ઉદ્યમ-કર્મ વર્ણન કરું, પહોંચે મનના કોડ. ૪
માત તાત ગુરૂ ઈષ્ટને, ચરણે નામું શીશ;
ચંચળ ચિત્ત છે ગ્રંથમાં, કોએ મા કરશો રીશ. ૫
ઉજ્જેણી નગરી વિષે, ક્ષિપ્રાતટ શુભ સ્થાન;
નીર વહે અતિ નિર્મળું, જાણે અમૃત પાન. ૬
મહાકાલેશ્વર શિવ વસે, શક્તિમાન હરસિદ્ધ;
જે કોઈ સેવે એહને, તે પામે નવનિદ્ધ. ૭
વર્ણ અઢાર વસે જહાં, રાજ્યકૂળ છત્રીસ;
નરનારી અતિ શોભતાં, પૂરણ ગુણ બત્રીસ. ૮

---

* અમદાવાદ જીલ્લાનું ગોમતીપૂર જેને પૂર્વે વેગણપૂર કહેતા હતા ત્યાંનો વતની, જ્ઞાતિએ શ્રીગોડ માળવી બ્રાહ્મણ, સંવત્ ૧૭૮૦-ઇ. સ. ૧૭૨૫ માં હૈયાત હતો. એની ઘણીક કવિતા દોહરા, ચોપાઈ તથા છપ્પામાં છે.

વેદયુક્ત વાડવ વસે, જે પાળે ષટકર્મ;
ગૌ–બ્રાહ્મણરક્ષા કરે, ક્ષત્રી તણો એ ધર્મ. ૯
વૈશ્ય કરે વ્યાપાર શુભ, શાસ્ત્રતણે પરમાણ;
વૈષ્ણવ સેવા વિપ્રની, શૂદ્ર કરે નિરવાણ. ૧૦
ઘર ઘર ઉત્સવ અતિ ઘણો, વાજે તાલ મૃદંગ;
પૂજા પુરુષોત્તમ તણી, નિતનિત નાટ્યારંભ. ૧૧
વિક્રમકેરા વંશમાં, ભદ્રસેન મહારાજ;
રાજ્ય કરે તે નગરમાં, કરતો મોટાં કાજ. ૧૨
મહા ભક્ત મહારાજનો, કામતણો અવતાર;
સત્ય વચન બોલે સદા, કર્ણ સમો દાતાર. ૧૩
અસ્ત્ર શસ્ત્ર વિદ્યાતણો, જાણે મર્મ વિવેક;
મહિપતિ મોટા વશ કર્યા, થયો છત્રપતિ એક. ૧૪
પટરાણી ઘેર પાંચસે, રૂપતણો ભંડાર;
વનિતા ષોડશ વર્ષની, રંભા રતિ અવતાર. ૧૫
બેઠો રાય સભા ભરી, ભદ્રસેન ભડ ભૂપ;
ચમર ઢોળે ચોપાસથી, અતુલિ તેજ મહારૂપ. ૧૬
છત્ર ધર્યું શિર કનકનું, ભૂષણ અંગ અપાર;
સિંહાસન સોહામણું, બેઠા મહા જુંજાર. ૧૭
ચાર વજીર અતિ ચતુર છે, તે આગળ સેહે ચાર;
એક સુબુદ્ધિ (બીજો) સુલક્ષણો, ત્રીજો તત્વ વિચાર. ૧૮
ચોથો ગુણ ભંડાર છે, રાજ્યતણો શિર ભાર;
પંડિત બેઠા પાંચસેં, ગુણિજનનો નહિ પાર. ૧૯
નાટક ચેટક અતિઘણાં, હાસ્યકથા રસ હોય;
નૃત્ય કરે વારાંગના, તે દેખી મન મોહ્ય. ૨૦
પોપટ બોલે મનુષ્ય સરખાં, મેનાં ને બહુ મોર;
શબ્દ કરે સોહામણા, રસિયાનાં ચિત્ત ચોર. ૨૧

મહાં માગણ મળિયા બહુ, બંદીજન સહુ ગાય;
રાજકલા છત્રીશશું, બેઠો માલવરાય. ૨૨
ભર જોબન વર્ષ સોળમાં, સુંદર ચતુર સુજાણ;
આસને બેઠે અવનવો, જાણે ઊગ્યો ભાણ. ૨૩
અજીત સભા છે જેહની, શાસ્ત્રસ્મૃતિ બોલાય;
પંચ પ્રમાણ કરે સદા, (તેમ) ન્યાય અન્યાય તોળાય. ૨૪
તેજ સમે ઇંદ્રાસને, બેઠા સુરપતિ રાય;
દેવલોક સભા સહુ, આનંદ ઓચ્છવ થાય. ૨૫
નૃત્ય કરે વારાંગના, મદનમંજરી નામ;
વસુધર દેવને નિર્ખિયો, તત્ક્ષણ પ્રગટ્યો કામ. ૨૬
એક એકને નિર્ખિયાં, બેઉએ હરખ્યાં આપ;
કોપ ચડ્યો સુરરાયને તત્ક્ષણ દીધો શાપ. ૨૭
જાઓ પૃથ્વીમાં પડો, દેવસભા નહિ કામ;
મનુષ્ય થઈ મરશો જદા, તદા સ્વર્ગમાં ઠામ. ૨૮
દેવ પડ્યો પૃથ્વી વિષે શિવશર્મા દ્વિજરાજ;
ઉજ્જેણી નગરી વિષે, વિદ્યાકેરું ઝાઝ. ૨૯
કરણાટકમાં કામિની, ગુણકા કુળ અવતાર;
નૃત્ય ગીત ગુણચાતુરી, જાણે નાટક સાર. ૩૦
વેદતણો અભ્યાસ જે, જાણે તેના ભેદ;
રાત દિવસ નવરંગમાં, ક્ષણું નવ પામે ખેદ. ૩૧
મહિલાએ વિમાસીયું, મૂર્ખ છે મૃત્યુલોક;
જીતું રાજ્યસભા ધણી, મંન વિચારી રોક. ૩૨
પંડિત કો પ્રીછે નહીં, ચતુર ન ધાલે હામ;
એવું જે કો પ્રશ્ન કહે, કરું કારમું કામ. ૩૩
સહિયર સાથે સાતસેં, સોળ વર્ષ શુભ રૂપ;
કામકળા મન કલ્પિયું, જીતું ભારે ભૂપ. ૩૪

જે કોઇ મુજને જીતશે, તે જાણું ધરદેવ;
પૂરણ પ્રીત કરી રમું, કરું બહુ વિધિ સેવ. ૩૫
કરણાટકથી સંચરી, મંન વિચારી મર્મ;
વાદ કરું હું પંડિતા, ઉદ્યમ વડું કે કર્મ? ૩૬
રઢીઆળી રથપર ચઢી, જોયો મહારાષ્ટ્ર દેશ;
જીત્યા પંડિત જામના, કામરુ કર્યો પ્રવેશ. ૩૭
નૈષધ આવી નાર તે, જોયો દેશ બંગાલ;
જગન્નાથ તે નિરખવા, આવી છે તત્કાલ. ૩૮
પાટણ નિરખ્યું પ્રેમશું, મલ્હ કેરો રાય;
ખુરાસાન મુલતાન થઇ, મારુ દેશ પલાય. ૩૯
મેદપાટથી કચ્છ નગર, આવી સોરઠ દેશ;
જીતી નાર સુલક્ષણી, જોબન બાળે વેશ. ૪૦
દક્ષિણ જીત્યું દેખતાં, પૂરવ પશ્ચિમ સાર;
કાશી દેશ કાશ્મીર તે, દેશ નિહાળ્યા ચાર. ૪૧
પંડિત સરવે પારખ્યા, બને ન આવી વાત;
જાણી ખાણ વિદ્યાતણી, આવી છે ગુજરાત. ૪૨
દેખી ગુર્જ્જર દેશને, મનમાં વિસ્મય થાય;
પંડિતને માને નહીં, પાખંડી પૂજાય. ૪૩
દ્રવ્યવાન વિનતી કરે, ગુણીજનને નહિ માન;
નાદ ભેદ જાણે નહીં, નહીં જ્ઞાન નહિ તાન. ૪૪
તે નિર્ખિ હર્ખિ સંચરી, ચાલી ચતુર સુજાણ;
માલવ દેશે મોટો રવિ, ઉજ્જેણી મેલાણ. ૪૫
ચતુર નાદ ચંચળ વસે, જાણે સઘળી નાર;
કનક કળશ શિરપર ધરી, વેહેતી ક્ષિપ્રા તે હાર. ૪૬
નરનારી જોઈ ચાતુરી, જોયાં સુંદર વંન;
વિદ્યાવંત બહુ વિપ્ર છે, જોઈ હરખ્યું મંન. ૪૭

નિરખ્યું નગર સોહામણું, પોહોંતી મનની આશ;
રાજદ્વારે સંચરી, આણી મન ઉલ્લાસ. ૪૮
પોળે ઉભો પોળીઓ, તેને કહી એક વાત;
હું આવી પરદેશથી, કરો જઈ રાયને ખ્યાત. ૪૯
પ્રતિહારે જઈ પ્રેમશું, મુજરો કીધો રાય;
એઉ કરજોડી બોલિયો, બેઠી સર્વ સભાય. ૫૦
કોઇએક આવી કામિની, સ્વરૂપ અપરંપાર;
માગે હૂકમ હજુરનો, ઉભી રાજદ્વાર. ૫૧
રાય સુણી રળીયાતસું, ચટકે કીધી સાન;
તેડો રાજદરબારમાં, દઇને ઝાઝાં માન, ૫૨
તત્ક્ષણ પળિયો પોળિયો, આવી ઉભો ત્યાંહે;
મહિપત તેડે માનસું, જાઓ સભા છે જ્યાંહે. ૫૩
ચાલી ચતુરા ચમકતી, મળવા માલવરાય;
મદેભરી મહિલા ધસી, થનથન ધરતી પાય. ૫૪
બીડી મુખમાં પાનની, સજ્યા સોળ શણગાર;
સાહેલી સંગ સાતસ, રૂપતણો ભંડાર. ૫૫
ઠમઠમ ચાલે ચમકશું, જમ જમ વાગે જેર;
ઘમઘમ વાગે ઘૂઘરા, કામતણી સમશેર. ૫૬
ચંદ્રવદની મૃગલોચની, સિંહ સરીખો લંક;
કામધનુપ શોભે ભલું, ભ્રગુટીકેરો વંક. ૫૭
વરણાગી વેણી સજી, જાણે મણિધર નાગ;
દંત જાણે દાડમ કલી, અધર પ્રવાલી ત્રાક. ૫૮
સાડી પહેરી શોભતી, ઊર એકાવલ હાર;
કડકડતો છે કંચુવો, કસણ કસ્યાં છે ચાર. ૫૯
ઊર ઊરોજ બે ઊડીયાં, બિલ્લીફળ આકાર;
જાણે ટુંકાં તીરનાં, વ્રેહનાં મારણહાર. ૬૦

ભ્રગુટી કમાન કલોલશું, નેત્ર સુરંગિત બાણ;
કામીજનને મારિયાં, તત્ક્ષણ પૂર્ણ પ્રમાણ. ૬૧
નખ શિખ શોભા નિરખતાં, કહેતાં નાવે છેક;
કઇપેર વર્ણન કીજીએ, મુખમાં જીહ્વા એક. ૬૨
નારી નિરખે નેહસું, ધરતા મન આનંદ;
દ્રષ્ટી ન ચુકે તે થકી, ચકોર ને જ્યમ ચંદ. ૬૩
આસનની ઉંચાઇથી, નિરખે રાયજી રૂપ;
નારી આવી નિહાળતી, જ્યાં બેઠો છે ભૂપ. ૬૪
કરજોડી ઉભી રહી, છોડી મનની લાજ;
મોહો ફોડી મુજરો કર્યો, જય જય જય મહારાજ. ૬૫
ચતુરા (એ) ચોદિશ ભાળિયું, નિરખી રાજસભાય;
સૌનાં મન શીતળ હવાં, ઉલટ અંગ ન માય. ૬૬
નારી શું નરપતિ વદે, કહો તમારો દેશ?
કયાંથી આવ્યાં ક્યાં જશો ક્યાં કરવો પરવેશ? ૬૭
કોણથકી ઉત્પન હવાં, કોણ તમારું નામ?
કોણ તમારો ધરધણી, અમ સાથે શું કામ? ૬૮
મહિપતિ શું નારી વદે, સાંભળ ભૂપતિ વાત;
કરણાટકથી આવિયાં, ગુણકા મારી જાત. ૬૯
કામકળા મૂજ નામ છે, જન નવ જાણે કોય;
જે પૂછ્યું કહે માહેરું, પતિ તે મારો હોય. ૭૦
નગર અનેકજ નિરખતી, આવી તારી પાસ;
પંડિત પણ છોડાવીયાં, પુતલાં બાંધ્યાં પચાસ. ૭૧
નગર અનેકજ નિરખતિ, આવી તુજની પાસ;
પંડિત સબળા સાંભળ્યા, વસતા તારે વાસ. ૭૨
પંડિત હોય તો પાઠવો, લાવો વાર ન લેશ;
નહિ તો આપો પૂતળું, (તો) જાઉં અમારે દેશ. ૭૩

બીજું કામ કંઇએ નહીં, કરૂં વિદ્યાશું વાદ;
નૃપતિ સભા નવખંડમાં, તેના ઉતારૂં નાદ. ૭૪
નૃપતિ મન ચિંતા થઈ, એતો મોટું કામ;
જો આપીશું પૂતળું, તો તો જાશે નામ. ૭૫
પંડિત પૂરા પાંચસેં, પૂછું તેને આજ;
કોઇ જીતે આ જુવતિને, રાખે મારી લાજ. ૭૬
બીડું બાસક પાનનું, બેઠા પંડિતરાય;
કર સોંપ્યું પરધાનને, ગયો સુબુદ્ધિ ત્યાંય. ૭૭
પંડિત સૌ પાછા પડે, કોઇ નવ ઘાલે હામ;
શિવશર્મા સનમુખ થયો, કરવા મોટું કામ. ૭૮
પાન સુબુદ્ધિ કર થકી, લઈ ચડાવ્યાં શીશ;
લખ્યું હશે તે તો થશે, જે કરશે જુગદીશ. ૭૯
અતી ઉમેદે ઉઠીઓ, હરખ્યો હઇડાં માંહ્ય;
હું જીતું એ નારને, દેખે સર્વ સભાય. ૮૦
માન ઘણું મહિપત દીધું, તત્ક્ષણ ફૂલ્યું તંન;
પ્રીતે પાસ બોલાવિયો, આપ્યું અર્ધાસંન. ૮૧
માન ઘણું મહિપત વદે, જીત્યાનો જશ લેશ;
જે પુછે એ પ્રેમદા, તેનો ઉત્તર દેશ. ૮૨
વાડવ વિનતાને કહે, મુજ સામું શું જોય;
પૂછી લે જે પૂછવું, જે મન ઇચ્છા હોય. ૮૩
છોડી નાંખ એ પુતળાં, શીદ વેંઢારછ ભાર;
જીતું છું સૌ દેખતાં, ઉતારૂં અહંકાર. ૮૪
રાખીશ માં કોઈ ઓરતો, પુછયે વિપરીત વાત;
સંદેહ ભાગું સર્વદા, પ્રસન્ન શારદા માત. ૮૫
**પ્રશ્ન**-પંડિતને કહે પદ્મિની, સાંભળ દ્વિજ એક ધર્મ;
પ્રથમે પુછું એટલું, ઉદ્યમ વડું કે કર્મ. ૮૬

**ઉત્તર**-દ્વિજ હરખ્યો મનમાં હસે, વસે રુદેમાં બોલ;
શાસ્ત્રવચન તેં પુછિયું, હું કરું તેનો તોલ. ૮૭
(શાબાશ) પદ્મિનિ તે પુછ્યું ભલું, કોઇથી નવ કહેવાય;
હું કહું તુજને આજ એ, જેથી સંદેહ જાય. ૮૮
રામાશું ઋષિજી વદે, ભાંગુ નિઃસંદેહ;
પૂછ બીજું કંઈ પૂછવું, મન ઇચ્છા હોય જેહ. ૮૯
વચન સુણી હરખી તદા, નિરખી દ્વિજનું રૂપ;
સરખિ ભેટ મુજને મળી, વરખીત ભારે ભૂપ. ૯૦
**પ્રશ્ન**-કર જોડી કહે કામની, સાંભળજો દ્વિજ રાય;
કોને કહીએ ચતુર નર, તેહ બતાવો ઘાંય. ૯૧
પંડિત તે કોને કહું, મૂરખ કોણ જ હોય;
ધનપતિ તે કોને કહું, કોણ દરિદ્રિ સોય. ૯૨
કોણ સુખી, કોણ દુખીયા, કુણ કાયર, કુણ શૂર;
કોણ મૂવો, કોણ જીવતો, કોણ નિકટ, કુણ દૂર. ૯૩
કોણ વાત અચરત કહે, કુણ રાજા, કુણ રંક;
ઉત્તર આપો એટલો (તો), વાળો આડો અંક. ૯૪
તખત થયા સુણતાં સહુ, જયમ ચિત્રામણ લેખ;
લક્ષણી એ મહા આગળી, દીસે બુધ વીસેખ. ૯૫
**ઉત્તર**-વિપ્ર કહે વનિતા સુણો, રુદે ધરી બહુ ધ્યાન;
તેં પૂછ્યું તે હું કહું, શાસ્ત્રતણું જે જ્ઞાન. ૯૬
ખાટો તૂરો ખટરસ, નવરસ ચતુર અનેક;
ખીર નીર કરે જૂજવાં, હંસ ચતુર છે એક. ૯૭
પય પાણી કરે એકઠાં, મેલે હંસ હજુર;
દૂધ દૂધ પ્રાશન કરે, પાણી મેલે દૂર. ૯૮
ચતુર પુરુષ તો એક છે, તેં પૂછ્યા બહુ ભેદ;
ઉત્તર આપું અનુક્રમે, (જે) વાણી બોલે વેદ. ૯૯

નિર્ણય શાસ્ત્રતણો કરે, જાણે સર્વ વિવેક;
એવા પંડિત અતિઘણા, હરિગુણ જાણે એક. ૧૦૦
કીર્તિ આપતણી કરે, ધરે વૃથા શિર ભાર;
મરે પરસ્ત્રીના સ્નેહથી, ડરે ન ચિત્ત લગાર. ૧૦૧
એવા મૂરખ કેટલા, કહેતાં નાવે પાર;
પરિબ્રહ્મ પૂજે નહીં, તે મૂરખ અવતાર. ૧૦૨
હયપતિ ગજપતિ રથપતિ, સિંહાસનપતિ જેહ;
પુત્રદારા પરિવારશું, લક્ષ્મી ને વળી નેહ. ૧૦૩
એવા ધનવંતા ઘણા, કહેતાં નાવે છેહ;
રામનામ ગાંઠે ગરથ, મોટો ધનવંત તેહ. ૧૦૪
આસનાવાસના જેમાં નહી, આળસ ઊંઘ હોય અંગ;
*વિપ્ર જઈ યાચે યાચના, થાય ઘણું માનભંગ. ૧૦૫
એમ અધિકાર દરિદ્રિઓ, એવા અપરંપાર;
ગર્થ ઘણો દાતા નહીં, (તે) દરિદ્રનો સરદાર. ૧૦૬
સંપ સહોદરમાં ઘણો, દેહ નિરોગી હોય;
નવ જાવું પરદેશમાં, સુખિયો કહિયે સોય. ૧૦૭
સંતોષી સઘળો સુખી, એવા સુખી હજાર;
જેને માથે ઋણ નહીં, સુખિયાનો સરદાર. ૧૦૮
મૂરખ સુત છે જેહનો, વિધવા કન્યા હોય;
ચતુર વસે કુગ્રામમાં, મોટો દુ:ખિયો સોય. ૧૦૯
દુ:ખી કહું હું કેટલા, સાંભળ શામા વાણ;
ભૂખ દુ:ખ કુભારજા, એ દુ:ખિઓ પરમાણ. ૧૧૦
બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રી રણથી જાય;
વૈશ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય. ૧૧૧

* પા૦ "કરે યાચના વિપ્ર તે, કરે માન નિજ ભંગ."

કાયર કેત્તા બોલીયે, મોટો કાયર જેહ;
ઘેર અભ્યાગત આવિયો, આદર ન કરે તેહ. ૧૧૨
શૂરા જે કો રણ મધે, પરકાજે દે પ્રાણ;
બોલે રાજસભા વિષે, જીત્યા જશ સૂજાણ. ૧૧૩
કરે વ્હાર જે રંકની, ન કરે આપ વખાણ;
થોડું ધન ખરચે ઘણો, તે શૂરો પરમાણ. ૧૧૪
મૂરખ તે પહેલો મૂવો, બીજો જેને રોગ;
ત્રીજો પરદેશી મૂવો, ચોથો પરવશ ભોગ. ૧૧૫
મૃત્યુક એવાં અતિઘણાં, તેમાં નહિ કાંઈ ભેદ;
મોટું મર્ણ દરિદ્રનું, વાણી બોલે વેદ. ૧૧૬
કોઈ દુઃખી કોઈ સૂખીયા, ચીરંજીવ નહીં કોય;
જેનાં જશ કીર્તિ સદા, તે તો જીવ્યો સોય. ૧૧૭
દશ ઈંદ્રિ છે દેહમાં, જેણે શોભે તંન;
સરવે શોભે વેગળું, સદા સમરપી મંન. ૧૧૮
દૂર દેશ વસે ઘણા, દૂર સમુદ્રનું પૂર;
જેશું મન માન્યું સદા, તે પાસેથી દૂર. ૧૧૯
દુનિયા દેખે ડૂબતી, ડરે ન દીલ લગાર;
એહ મુવા મરવું નથી, અચરત એહ અપાર. ૧૨૦
એક રાય પૃથ્વીપતિ, બીજો ધનવંત જેહ;
એવા રાજા અતિઘણા, મોટો રાજા મેહ. ૧૨૧
રંક પશુ પરવશ પડ્યું, બીજું બાળ કહેવાય;
રંક શિરોમણિ કન્યકા, જ્યાં આપે ત્યાં જાય. ૧૨૨
વચન સુણી વાડવતણાં, વનિતા વદતી ધન્ય;
જે મે પૂછ્યું (તે) તમો કહ્યું, માન્યું મારું મંન. ૧૨૩
**પ્રશ્ન**-વળી વિપ્ર પૂછું તુને, તારી બુદ્ધિ પવિત્ર;
સાચું બોલો સુલક્ષણા, કોણ શત્રુ કોણ મિત્ર. ૧૨૪

શું રુડું છે સર્વથી, ભુંડું શું કહેવાય;
સગું સહોદર કોણ છે, વહાલું તે શું થાય. ૧૨૫

**ઉત્તર**-વાણી (તે) વિપ્ર વદે વળી, વળિ વળિ મન આનંદ;
શત્રુ છે તુજ દેહમાં, તેહ બતાવું ફંદ. ૧૨૬

ક્રોધ લોભ મહા મોહ છે, મદ મત્સર અહંકાર;
તેથી મોટો કામ છે, શત્રુ તણો સરદાર. ૧૨૭

અજીત જીતાએ નહીં, નાખે નર્કને ઠામ;
માટે સૌકો જાણજો, મોટો શત્રુ કામ. ૧૨૮

આપણશું જે નેહ કરે, કહે મનડાની વાત;
રાજદ્વારે રણ વિષે, જેહ કરે સંગાત. ૧૨૯

મિત્ર કહીએ તેહને, જેની બુદ્ધિ પવિત્ર;
વિપત્તિ સમે અળગો નહીં, તે છે મોટો મિત્ર. ૧૩૦

ખાવું પીવું ખર્ચવું, મોટમ પદવી માન;
સૌથી સારું ખર્ચવું, પંચે કર્યું પ્રમાણ. ૧૩૧

ભુંડું કરવું કાસદું, ભુંડો વેહેવો ભાર;
સૌથી ભુંડું માગવું, સુમ કેવો દાતાર. ૧૩૨

સગો બાપ ને બેટડો, સગો કામની કંથ;
સગો સ્વાર્થને જાણવો, ચતુરા વિચારો ચંત. ૧૩૩

વહાલું બાલક પારણે, વહાલી નારી નેટ;
કરી પરીક્ષા પંડિતે, પૂરણ વહાલું પેટ. ૧૩૪

**પ્રશ્ન**-શામા કહે શાબાશ છે, ઉત્તર આપો એક;
સૌથી મોટો કોણ છે, નાનો કોણ વિશેક. ૧૩૫

**ઉત્તર**-મોટો શ્રીમંત સૃષ્ટિમાં, મોટો ધનવંત રાય;
મોટો દાતા સર્વથી, કીર્તિ ન ચિતમાં ચ્હાય. ૧૩૬

નાનો નિર્ધન નિર્ગુણી, નાનો દુઃખ સમેત;
સૌથી નાનો નાતે તજ્યો, સાંભળજે ધરિ હેત. ૧૩૭

**પ્રશ્ન**–કામકળા કલ્લોલશું કહે સુણ બ્રાહ્મણ મર્મ;
વાત કરો વિસ્તારશું, (જે) ઉદ્યમ વડું કે કર્મ. ૧૩૮
વચન કહેજો વિચારથી, હું નહીં રાખું લાજ;
રાખું ન શર્મ સભાવિષે, લાજથી વણસે કાજ. ૧૩૯
**ઉત્તર**–શિવશર્મા કહે સુંદરી, સાંભળ ચતુર સુજાણ;
વડું કર્મ ઉદ્યમથકી, બોલે વેદ પુરાણ. ૧૪૦
કર્મતણી ગત અવનવી, નિરધનિયાં ધન હોય;
કર્મકરે જે કામિની, નકરે બીજો કોય. ૧૪૧
મૂર્ખને કર્મ કવિ કરે, રંક બેસાડે રાજ;
કર્મ કર્મ ને કર્મ એ, ઊદ્યમ તે કુણ કાજ. ૧૪૨
**પ્રશ્ન**–કોપ કરી કહે કામિની, ઉદ્યમ મોટો થાય;
વખાણું હૂંતો તેહને, સાંભળો પંડિત રાય. ૧૪૩
ઉદ્યમ કરતાં નિરખીયાં, સૌ કો રંક ને રાય;
કોણ રહ્યાં એવું કહી, (જે) કર્મ કરે તે થાય. ૧૪૪
જો જાણો તો કહો મુને, ન કરો મનમાં ખેદ;
સભા સહૂકો દેખતાં, ભાંગું તમારો ભેદ. ૧૪૫
ઉદ્યમ ઉદ્યમ એજ છે, અદકો સૌથી આપ;
કર્મ બિચારું બાપડું, ઉદ્યમ પુર પ્રતાપ. ૧૪૬

---

## ઉદ્યમવાદીનો સિદ્ધાન્ત

### ચોપાઈ

કામકળા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહીં કર્મ;
સઘળા લોક ઉદ્યમવશ હોય, કર્મ સારુ બેસે નહીં કોય. ૧૪૭
મથુરાપુર નગરનું નામ, સૂરસેન રાજાનું ઠામ;
તેમાં વિપ્ર વસે બે ભ્રાત, સત્યવાદી રૂડા સાક્ષાત. ૧૪૮

બુદ્ધિ વિવેક ને વિદ્યાવંત, સાધુ શિરોમણિ રુડા સંત;
એક નારાયણ બીજો નરહરિ, પતિવ્રતા એને સુંદરી. ૧૪૯
નારાયણ કહે મોટું કર્મ, નરહરિ લે ઉદ્યમનો મર્મ;
વાદ કરે બે બાંધવ ઘણો, સંદે ભાંગે નહીં તે તણો. ૧૫૦
વાદ કરતાં બેહુએ ગયા, રાજસભામાંહે પરવર્યાં;
રુડો પ્રતાપ રાજા તાહરો, ચૂકાવો ન્યાય માહરો. ૧૫૧
સભામધ્યે પંડિત જેટલા, ઊઠીને નમીયા તેટલા;
રાજાએ દીધાં બહુ માન, જાણી વિપ્ર તણા સંતાન. ૧૫૨
રાજા કહે સીધ્યાં મુજ કાજ, માનુભાવ પધાર્યાં આજ;
અમ સરખું કોઈ કારજ કહો, સુખેથી સભામાં રહો. ૧૫૩
વિપ્ર કહે રાજા સુણ મર્મ, ઉદ્યમ મોટો કે મોટું કર્મ;
એટલો ન્યાય ચુકાવ તું આજ, નહીંતો દેહ કરીશું ત્યાજ. ૧૫૪
અસત્યવાદી થાશો આપ, બેસશે બ્રહ્મહત્યાનું પાપ;
રાય સુણીને છાનો રહ્યો, પ્રત્યુત્તર તેમને નવ કહ્યો. ૧૫૫
પંડિત પૂછ્યા રાયે ઘણા, સંદે નવ ભાગ્યા તેહ તણા;
ના કહેતાં બ્રાહ્મણ દે શાપ, જૂઠું કહેતાં લાગે પાપ. ૧૫૬
રાત દીવસ વિચારજ કરે, કોથી અરથ એકે નવ સરે;
વડો વજીર વનમાળી નામ, ત્યાં કહી ઊઠયો એકે ઠામ. ૧૫૭
પંડીતનો કરવાને સંચ, રાજાશું રમિયો પરપંચ;
સૂનું મન્દિર એક વિશાલ, ઓરડા આઠ ઊચું ચોમાળ. ૧૫૮
અગોચર મેલી સૂખડી, જે ખાધે ભાંગે ભૂખડી;
કોરી ગાગર ઉદકની હતી, અગોચર મેલી અણછતી. ૧૫૯
પછી વિપ્રના તેડ્યા તન, બંધાવ્યાં તેમનાં લોચન;
નિર્ભય થઈ બાંધ્યા ચોપાસ, નહીં આંખે દેખ્યાની આશ. ૧૬૦
કરી મોહોર બાધ્યા બે બંધુ, ઉદ્યમ કર્મ વિદ્યાના સિંધુ;
સુના મન્દિરમાં મેલ્યા બેય, શીવશર્માને ગુણકા કહેય. ૧૬૧

સંપુટ કીધાં તેના બાર, જોઇયે કોણ પામે છે અહાર;
જોઇયે કોને રહે છે ધીર, જોઇયે કોણ પીએ છે નીર. ૧૬૨
એક દિવસ તે સ્થાનક રહ્યા, ક્ષુધા તૃષાથી દુખિયા થયા;
કર્મવંત તો પોઢી રહ્યો, ઉદ્યમી ઉદ્યમ અર્થે ગયો. ૧૬૩
કર્મી કહે કોણ ઉદ્યમ કરે, આમાં જે જાએ તે મરે;
ઉદ્યમી કહે ઘેલો તું આજ, ઉદ્યમથી સરશે સૌ કાજ. ૧૬૪
માંડી તેણે ખણુ ખોલણુ ઘણી, બેસી રહ્યો ત્યાં કર્મનો ધણી;
ભીત ભંડાર મેડી ને મેહેલ, ઉદ્યમ આગળ સઘળું સેહેલ. ૧૬૫
લિધો પાર તે મંદિરતણો, જેને નેહ ઉદ્યમશું ઘણો;
તેને ત્રુઠયા શ્રી ભગવાન, આપ્યાં હાથ મેવા પકવાન. ૧૬૬
ગાગર ભરિ શીતળ જળ જેહ, આવી હાથ ઉદ્યમીને તેહ;
ગાંઠે બાંધી આવ્યો ત્યાં, ક્ષુધાવંત બેઠો છે જ્યાં. ૧૬૭
પોતે ભક્ષ કર્યું તે ઘણું, તૃપ્ત થયું ઉદર તેતણું;
વળતી મનમાં આવી દયા, પ્રસન્ન બાંધવ ઉપર થયા. ૧૬૮
હસી હાથમાં આપ્યો અહાર, કર્મિએ આરોગ્યો તેણે ઠાર;
સુરજ ઉગ્યો ને વીતી રાત, કાઢયા બહાર થયે પરભાત. ૧૬૯
છોઇયાં નેત્ર ને પૂછી વાત, તમો સાચું બોલો સાક્ષાત;
રાત દિવસનું કહોને દુઃખ, કેમ વેઠાણી ભુંડી ભૂખ. ૧૭૦

## દોહરો

વિપ્ર કહે સુણ નરપતિ, સાચું કહું તમ સાથ;
દુઃખ ન આવે ઢુંકડું, ઉદ્યમ મારે હાથ. ૧૭૧
ઉદ્યમ કર્યો મેં અતિઘણો, ત્રુઠ્યા શ્રી ભગવાન;
ક્ષુધાતણું દુઃખ ટાળિયું, ભક્ષ કર્યાં પકવાન. ૧૭૨
પરમારથ પ્રીતે કરું, નારાયણશું નેહ;
સોપ્યું હાથ તે વિપ્રને, સંતોષાણો એહ. ૧૭૩

પેટ ભર્યું પેલે કર્મિએ, આખર જોડ્યા હાથ;
ઉદ્યમ અદકો એ થકી, કર્મતણો શો સાથ. ૧૭૪
કામકલા કહે વિપ્રને, મન વિચારી જોય;
ઉદ્યમથી જે નીપજે, કરે ન બીજો કોય. ૧૭૫
શિવશર્મા કહે સાંભળો, કર્મતણી કહું ગત;
ઉદ્યમ કર્યો તો ઉંદરે, કહું તેની ઉતપત. ૧૭૬
કામકળા કહે કહો મુને, કર્મ તણો વિસ્તાર;
સભા રહી તે સાંભળી, (હું) પામું તેનો પાર. ૧૭૭

---

## कर्मवादीनो सिद्धांत

### ચોપાઈ

શિવશર્મા કહે સુણ સુંદરી, વાત કહું તુજને વીસ્તરી;
દક્ષિણદેશ જોટીયાળું ગામ, વિષવાદી રહેવાનો ઠામ. ૧૭૮
બાજીગર વાદી કહેવાય, મંત્ર જંત્ર તણો એ રાય;
સર્પ સાહીને ઘરમાં ધરે, જડી બુદ્દિનાં કારજ સરે. ૧૭૯
અઘોર વનમાં વાદી ગયો, પહાડ પર્વત ઉપર જઈ રહ્યો;
મુરલીનો ત્યાં કીધો નાદ, આવ્યો સર્પ સુણવા તે સાદ. ૧૮૦
વાદિએ તેને તત્ક્ષણ ગૃહ્યો, પોતાને મંદિર જઈ રહ્યો;
લાવ્યો વાંસનો કરંડ આપ, તેમાં ઘાલ્યો મણિધર સાપ. ૧૮૧
નવ મેલ્યું ભોજન કે નીર, પામ્યો દુઃખ તે સર્પશરીર;
ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનુસારે તે પરવરે. ૧૮૨
વિશ્વાસ રાખે કર્મજ તણો, મળશે ભક્ષ મુજને બહુ ઘણો;
કર્મ જોરે લંકા લૂટશે, કર્મે બંધનથી છુટશે. ૧૮૩
તેના ઘરમાં ઉંદર ઘણા, વિશ્વાસ રાખે તે ઉદ્યમતણા;
કર્મ તે તો તૃણવત ગણે, ઉદ્યમભાવથી ભારે ભણે. ૧૮

ઉંદર એક હુતો તે ત્યાંહે, રહેતો વાદીના ઘરમાંહે;
શીર મોટો ચોટો ચાંકડો, મુછ મોટિ છોટો છાંકડો. ૧૮૫
કાપે કાપડ કોઠી ઘણી, નવ આણે બીહીક કો તણી;
ઉદ્યમપર જેને છે મંન, નાખે ઉઘાડી ઢાંકયાં અન્ન. ૧૮૬
ઘી ગોળ ને વળી ગોરસ ખાય, એ છે ઉદ્યમ કેરો રાય;
એક દિન મન કર્યો વિચાર, લાવું આજ અદકેરો આહાર. ૧૮૭
દાણા દૂણી કોણ જ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચંડ, જ્યાં ઢાંકી મેલ્યો તો કરંડ. ૧૮૮
દેખી કરંડ રળીઆત જ થાય, ઉલટથી આઘેરો જાય;
એમાં દીસે છે સુખડી, કાઢી ખાઉં ભાંગે ભૂખડી. ૧૮૯
એમ કરી લાગ્યો કાપવા, વહાલાંને વહેંચી આપવા;
પાડી છિદ્ર ને પેઠો માંહે, કર્મી સર્પ બેઠો છે જ્યાંહે. ૧૯૦
વદન વિકાશ્યું તેહજતણું, પેઠો ઉંદર લેવા ઘણું;
ગળ્યો મૂષક ને ભાંગી ભૂખ, કર્મે તેનાં ટાળ્યાં દુઃખ. ૧૯૧
પામ્યો સુખ શરીરે સાર, પાડ્યું છિદ્ર ને આવ્યો બહાર;
પામ્યો સુખ તે ઉંદર ગળ્યો, જઈ સ્વજન સૌ કોને મળ્યો. ૧૯૨
ઉદ્યમી ઉદ્યમ એળે ગયો, કર્મવંત તે આગળ થયો;
કર્મ કરે તે ન કરે કોય, કામકળા વિચારી જોય. ૧૯૩
ઉદ્યમી હંકારે છે વહાણ, કર્મે બુડે કે ખૂવે પ્રાણ;
ઉદ્યમી વાવવા ખેતર પડે, સુકે કે ઉભેલો પડે. ૧૯૪
ઉદ્યમી ગાડી ભારે ભરે, વાટે લુંટે કે બળદ જ મરે;
કરે હજારો ઉદ્યમ મોટ, ભાંગે ગરાસ કાં આવે ખોટ. ૧૯૫
ઉદ્યમ શું કરશે એ મર્મ, જીતે સર્વ થકી એ કર્મ;
પંડિત બોલ એમ બોલ્યો અતીશ,ચઢી રામાને સબળી રીશ. ૧૯૬
અરે પંડિત તું મૂર્ખ જ હોય, ઉદ્યમથી મોટું નહીં કોય;
કર્મ નાનું કેટલુંએ કડોર, ઉદ્યમ શાહા ને કર્મ જ ચોર. ૧૯૭

ઉદ્યમ રાય ને કર્મ જ રંક, હારે કર્મ તે આડે અંક;
તે તો એક દેખાડું શાખ, દેખાડું હોયે અભિલાષ. ૧૯૮
પ્રમાણ બીજા પંડિત કરે, ઉદ્યમ આગળ કર્મ પાણી ભરે;
ઉદ્યમ સઘળે છે સમર્થ, બ્રહ્મા વિષ્ણુ જાણે અર્થ. ૧૯૯

### દોહરો

પંડિતને કહે પદ્મણી, મનમાં થઈ લયલીન;
વાત કહું ઉદ્યમ તણી, (જેમ) બગલે ખાધાં મીન. ૨૦૦
વિપ્ર તો દે હોંકારડો, સાંભળે સર્વ સભાય;
કામકળા મુખ ઉચ્ચરે, ઉદ્યમનો મહિમાય. ૨૦૧

---

## उद्यमवादीनो बीजो सिद्धांत

### ચોપાઈ

કામકળા કહે જોડી હાથ, એક કહું ઉદ્યમની વાત;
હીમાચળ પાસે એક વન, તે જોતાં હરખાયે મન. ૨૦૨
આંબા જાંબુ ને પીપળા, વડ વીવેકી દીસે વડા;
કોયલ મોર ટહુકાં કરે, તે સાંભળતાં હઇડું ઠરે. ૨૦૩
એક સરિતા કેરે તીર, મોટો વડ છે ઘોર ગંભીર;
વડ ઉંચો છે જોજન એક, શાખા તેની છે વિશેક. ૨૦૪
તે ઉપર બગલાનો ઠામ, મોટો બગ એક ધર્મી નામ;
વૃદ્ધ થયો ને થાકયો દેહ, ભક્ષ ભોજન મળે નહીં તેહ. ૨૦૫
બીજા બગ સૌ ચરવા જાય, પેલો બેઠો તે નવ ઉઠાય;
સંભાળે પોતાનું કર્મ, ઉદ્યમનો નવ રાખે મર્મ. ૨૦૬
સ્ત્રી પુત્ર તો રીસ જ કરે, લાવી કષ્ટે ને પેટ જ ભરે;
નારી કહે કાંઇ ઉદ્યમ કરો, કર્મ તણો તો નહીં આશરો. ૨૦૭
વૃદ્ધ બગ કહે વિનતાને વાણ,મુરખ સહુ તમો છો અજાણ;
જે લખ્યું હોય કર્મ જ માંય, કોટિ ઉપાયે પરું નવ થાય. ૨૦૮

સ્ત્રીને રીશ ચઢી છે ઘણી, કર્મ સારુ બેસી રહે ઘણી;
ખાવા પીવા ન આપ્યો આહાર,કર્મી દુઃખ પામ્યો તે ઠાર. ૨૦૯
કર્મ ઉપર રાખ્યું છે મંન, પાંચ દિવસ ન પામ્યો અંન;
પેટ અંગ સહુ ગળી છે ગયું, ઉદ્યમ ઉપર મનડું થયું. ૨૧૦
બગલો કહે સ્ત્રી સાંભળ વાત, તું કેહે તે કરું સાક્ષાત;
કર્મ ઉપર આવ્યો છે કોપ, તુજ વચન હું કરું નહિ લોપ. ૨૧૧
સ્ત્રી કહે સત્ય કહું મહારાજ, ઉદ્યમ કરે તે પામે રાજ;
કર્મી ઉદ્યમ કરવા ગયો, મહા સરોવરપર જઈ રહ્યો. ૨૧૨
નિર્બળ છે તેનુંજ શરીર, જઈ બેઠો સરોવર તીર;
રંક સરખો થઈ બેસી રહ્યો, એમ કરતાં દિવસ એક ગયો. ૨૧૩
સરોવરમાં છે મચ્છ અપાર, મનમાં પોતે કર્યો વિચાર;
બગલો તો મહા જ્ઞાની છેય, જાતિ સ્વભાવ મૂકે નહિ તેય. ૨૧૪
પાપનો થાય છે પશ્ચાત્તાપ, માટે મૂક્યો અધર્મ આપ;
મોટા મચ્છ હતા જેટલા, આવ્યા બગ પાસે તેટલા. ૨૧૫
કરી પ્રણામ ને ઉભા રહે, કુશલ છે એમ મુખથી કહે;
ધર્મી બગલે ધુણાવ્યું શીશ, પૂછે મચ્છને તેને દીશ. ૨૧૬
મચ્છ કહે મામા બગ સુણો, મનની વાત અમ આગળ ભણો;
બગ કહે સુણો મચ્છ સહુ, તમારું દુઃખ હૈડે છે બહુ. ૨૧૭
મુજને દુઃખ છે તમારું ઘણું, દાઝે છે હઇડું અમતણું;
પુછે મચ્છ શી છે એ વાત, તે વિસ્તારીને કહો ખ્યાત. ૨૧૮
આજ હું ધર્મ લોકમાં ગયો, સાંભળી વાત મહા દુઃખિયો થયો;
બાર વરસ નહીં આવે મેહ, દુઃખ પામશે તમારી દેહ. ૨૧૯
શીતળ સરોવર સુકાઈ જશે, શી ગત ભાણેજાંની થશે;
સુકાશે સરોવરનું નીર, સર્વે મરશો આણે તીર. ૨૨૦
કુડું વચન એમ બગલે કહ્યું, મચ્છ બિચારે સાચું લહ્યું;
કહે મચ્છ અમને સુખ થાય, મામા એવો કરો ઉપાય. ૨૨૧

તમો સમર્થ છો પંખીના ધણી, અમ પગ વિનાને ચિંતા ઘણી;
બગલો બોલ્યો ક્ષણું એક રહી, મનમાં કપટ ને રાંકડો થઈ. ૨૨૨
આવો અમો વસું છું જ્યાંય, અખુટ સરોવર છે એક ત્યાંય;
અખુટ સરોવર કેરું નિર, સુખે રહો સહુ તેને તીર. ૨૨૩
મચ્છ મનમાં વિચારજ કરે, ત્યાં જાવાની મનસા ધરે;
પંથ વેગળો કેમ જવાય, ચરણુ વિના અમે કેમ ચલાય. ૨૨૪
કહે બગ બેસો ખાંધે ચઢી, પહોંચાડું સરોવર આ ઘડી;
બે ચારેક તે ઉપર ચઢે, અદકા ધરડે નહીં ઉપડે. ૨૨૫
મચ્છ લઇને ધેરજ જાય, સર્વનાં મન રળિયાત જ થાય;
બગ જીવ્યો નારી છોકરાં, સર્વ પરિવાર જીવ્યાં ઉછર્યાં. ૨૨૬
ડાહ્યો એક આપે ઉચ્ચરે, મન ગમે તે પોતાને કરે;
એની સાથે જે કોઈ જાય, તેને બગલો નિશ્ચે ખાય. ૨૨૭
એ ઉદ્યમ કરવા આવિયો, ફંદ કરી એતો ફાવિયો;
એ કરે છે એની રીત, મચ્છને એને ક્યાંની પ્રીત. ૨૨૮
મચ્છ ન સમજ્યા બીજા મર્મ, જાણે નહીં બગલાનું કર્મ;
લખ્યું હશે જે કર્મજ માંય, એમ કહી બગ સાથે જાય. ૨૨૯
નિત્યે ચારો લઇને જાય, આઘો જઇને તેને ખાય;
વળી બીજે દીન આવે ફરી, ચાર મચ્છ લઈ જાએ હરી. ૨૩૦
ઘર જઇને કહે સાચો મર્મ, મારો ઉદ્યમ ને તમારું કર્મ;
બીજે દિવસે આવી રહે, દીલ વારુ કુશળ છે કહે. ૨૩૧
કહે સંદેશો કહાવ્યો છે મછે, અમો અહીંઆં રહું છું સુખે;
કર્મવંતા મછ આગળથી જાય, જો જો ઉદ્યમનો મહિમાય. ૨૩૨
બગલે જઇને સ્રીને કહ્યું, ઉદ્યમ કરતાં દુ:ખડું ગયું;
કર્મ સારૂ બેસી રહ્યો નેટ, ત્યારે નહોતું ભરાતું પેટ. ૨૩૩
થોડે થોડે સૌ આવશે, એક વર્ષ સુધી ચાલશે;
કામકલા કહે સાંભળ ઋષિ, કર્મી મચ્છ થયા ત્યાં દુ:ખી. ૨૩૪

ધર્મી બગલાનો એ મર્મ, ઉદ્યમ આગળ હાર્યું કર્મ;
સભા બધી તે સાંભળી રહી, રાજાને મન ચિંતા થઈ. ૨૩૫
રખે નારી જીતીને જાય, ઉદ્યમનો વાંચી મહિમાય;
શિવશર્મા કહે સાંભળો રાજ, રખે તમો ચિંતા કરતાજ. ૨૩૬
કર્મ માળિએ બેસીને જોય, ઉદ્યમ તે દેખીને રોય;
અમૃત રૂડાં કર્મી ખાય, ઉદ્યમી દેશ વિદેશે જાય;
એ વાત તો શાસ્ત્રજ તણી, કહું કથા એ ઉદ્યમ તણી. ૨૩૭

## कर्मवादीनो बीजो सिद्धांत

### દોહરા

વચન સુણી વનિતા તણું, બોલ્યો વિપ્ર વચંન;
વાત કહું છું કર્મની, (જેમ) માને તારું મંન. ૨૩૮
સૌથી મોટું કર્મ છે, સાચું કહું આ દિશ;
નિરભાગી એક વરતિયો, ભાગ્યું જેનું શીશ. ૨૩૯
કામકળા સુણ કામિની, સંદેહ તારો જાય;
ઉદ્યમ કરવા સંચરે, કર્મહીણો દુઃખાય. ૨૪૦

### ચોપાઈ

શુભ વાણી વિપ્રે ઉચરી, સુણજે તું સલુણી સુંદરી;
મહિથલપુર એક નગ્ર અનૂપ, પદ્મસેન તેનો છે ભૂપ. ૨૪૧
છત્રીસ લક્ષણ ને ગુણવંત, સાધુ શિરોમણિ રૂડો સંત;
પદ્મકેતુ તેનો પરધાન, તેપર મહિપતનું બહુ માન. ૨૪૨
તે રાજાને નહી કંઈ બાળ, મસ્તક વંઝા કેરી ગાળ;
નારી તેને કનકાવતી, રાત દિવસ ઝૂરે છે સતી. ૨૪૩
સ્ત્રીને દુઃખ મેલ્યું રાજ, ચાલ્યો રાય પુત્ર માગવા કાજ;
પદ્મકેતુને આપ્યું પાટ, ગયો રાય ગંગાને ઘાટ. ૨૪૪

અઘોર વનમાં જઇ ફર્યો ઘણું, રાખ્યું મન દઢ પોતાતણું;
નિર્ભય થઇ ગયો તે સંગ, દીઠું ચિંતામણિ શિવલિંગ. ૨૪૫
પ્રદક્ષિણા દઈ લાગ્યો પાય, રંક ઉપર કરો કરુણાય;
સિદ્ધનાથનું દર્શન થયું, પાતક પાંચ જનમનું ગયું. ૨૪૬
આસનવાળી માંડયું ધ્યાન, સિદ્ધનાથ આપો સંતાન;
અભયવર આપો તમો ઇશ, જગતપિતા છો શ્રીજગદીશ. ૨૪૭
ઉનાળે અગ્નિમાં રહે, વરસે ઘનધારા શિર સહે;
શીતકાળ મહાજળશું નેહ, અનેક કષ્ટ કરે છે દેહ. ૨૪૮
તપ કરતાં ઝાઝા દિન ગયા, ત્યારે પરિબ્રહ્મ પ્રસન્ન થયા;
માગ માગરે રાજા તુંય, જે માગે તે આપું હુંય. ૨૪૯

## દોહરા

સાર કરી સિદ્ધનાથજી, આપો એ વરદાન;
શરણ આવ્યે શર્મ તુંજને, માગું મુખ્ય સંતાન. ૨૫૦
ઇશ કહે સૂણ મહિપતિ, આંબે ફળ તું જોય;
તેમાંથી ફળ એક લે, પુત્ર જ તેનો હોય. ૨૫૧
પટરાણીને આપજે, સરવે થાશે સૂત્ર;
દેવાંશી દશ માસમાં, પ્રગટશે તારે પૂત્ર. ૨૫૨
ઇશ અલોપ તત્ખેવ થયા, રાજા ચડીયો ઝાડ;
આંબે ફળ દીઠાં ઘણાં, રીઝે લાગી રાડ. ૨૫૩
જેટલાં ફળ છે વૃક્ષને, તેટલા પુત્ર જ હોય;
ગાંઠે બાંધ્યાં અતી ઘણાં, મર્મ ન જાણે કોય. ૨૫૪
શત બે શત ને ચાર શત, લીધાં ઘણાં વિશેક;
નીચે ઉતરી નિરખ્યું, રહ્યું ખોળામાં એક. ૨૫૫
અચરત પામ્યો અતિઘણું, ચઢીઓ બીજીવાર;
લીધાં બમણાં તે થકી, સમજ્યો નહીં ગમાર. ૨૫૬

હરખમાંહે નિર્ખિ જુએ, ફળ સૌ થયાં અલોપ;
દીઠો લોભી અતિઘણો, ચઢ્યો ઇશને કોપ. ૨૫૭
લોભી જાણે લોભમાં જાણે પરહું વહાણ;
સૌકો સાચું માનજો, ઝાઝે લોભે હાણ. ૨૫૮

## ચોપાઈ

પ્રગટ થઈ શીવ બોલ્યા વાણ, રાજા છે તું ચતુરસુજાણ;
એક પુત્ર મેં આપ્યો તુને, લોભ કીધો ને વેઢ્યો મુને. ૨૫૯

## દોહરા.

જો તું લાલચમાં પડ્યો, (તો) ન તારે તંન;
જા પાછો મંદિર ફરી, ફોકટ ખો ના દંન. ૨૬૦
લોભે પ્રીત ઘણી ઘટે, લોભે નહીં વહેવાર;
લોભે લાજ રહે નહીં, લોભીનો નહિ કાર. ૨૬૧
આ અવનીમાં અવતરે, જે કોઇ નર ને નાર;
લક્ષણ થોડું લોભનું, તે જીત્યો સંસાર. ૨૬૨

## ચોપાઈ

રાજા કહે હું તારો રાંક, શિક્ષા કર પ્રભુ મારો વાંક;
લોભી પણ હું છઉં તાહરો, કર અપરાધ ક્ષમા માહરો. ૨૬૩
શિવ કહે મારું વચન ન જાય, ત્રણ લોકનો લોપજ થાય;
આપું તુજને બેટી એક ભૂપ, અતુલ તેજ ને અતિશે રૂપ. ૨૬૪
એવું કહીને ચાલ્યો તેહ, સફળ થયો મુજ મનુષ્ય દેહ;
માગી શિખ મહિપતિ સંચર્યો, એક ફળ લઈ પુરઘર ફર્યો. ૨૬૫
વધામણીયા નગરમાં જાય, પ્રજા સૌ રળિયાત જ થાય;
રાણી રાયનો ટળિયો શોક, મળવા આવ્યા મહાજન લોક. ૨૬૬
આવી મંદિર આસન ઠરે, રાજરીત રાજા ઉચરે;
ગુરુ પુર્ણિમાનો આવ્યો દંન, મહિપતિયે વિચાર્યું મંન. ૨૬૭

પધારિઆ રાણીને ઘેર, ફળ આરોગ્યું રૂડી પેર;
અતિ આનંદે દહાડો જાય, અતિ ઉલટ અંગે નવ માય. ૨૬૮

### દોહરા

માશ દશ પૂરણુ થયા, રાણી રાય મન હેત;
પુત્રી પ્રકટી પદ્મિની, ત્રિલોકમાં નહિ તેજ. ૨૬૯
બ્રાહ્મણુ ભાટ જાચક બહુ, આપ્યાં અદકાં દાન;
ટળ્યું મેહેણું વાંઝનું, માનુની પામી માન. ૨૭૦

### ચોપાઇ

દિનદિન કન્યા મોટી થાય, રમત રમે મનની ઇચ્છાય;
સાહેલી રમવા સંચાર, લક્ષણુ પુરણુ વીશ ને બાર. ૨૭૧
સાત વરસ વેગે વહી જાય, રાજાને મન ચિંતા થાય;
કન્યા જોગ કોઈ વર લાવિયે, પ્રીતે પુત્રી પરણાવીએ. ૨૭૨

### દોહરા

કન્યા કહે સુણો તાતજી, (અમો) કરશું શિવ પૂજંન;
મનગમતો વર શીવજી, આપશે રૂડું રતંન. ૨૭૩
અવર બીજો વરું નહીં, મારે તેનો ઓપ;
હુકમ થશે શુલપાણીનો, શાંત પમાડું શોક. ૨૭૪
વાત એવી મનથી કરી, તાતની આજ્ઞા લીધ;
જે સેવે શુલપાણિને, તે પામે નવનિદ્ધ. ૨૭૫
દેશપતિ ને છત્રપતિ, અનમી જેને આપ;
તે સૌ સાચું માનજો, શિવપૂજન પ્રતાપ. ૨૭૬

### ચોપાઈ

કનક કચોલાં ચંદન ભાર, વાજે વાજાં અપરંપાર;
ઢોલ દદામાં વાજે |સાર, મનડામાં આનંદ અપાર. ૨૭૭
પુર મધ્યે ઢંઢેરો ફરે, સામો પુરુષ કો નવ સંચરે;
શિવપારે એમ શોભા થાય, કુંવરી પૂજા કરવા જાય. ૨૭૮

દેવદત્ત બ્રાહ્મણ એક ગુણી, સેવા કરે નિત્ય શંભૂતણી;
દુર્બળ ગાંઠે નહીં કાંઈ ધન, પરણ્યા ઉપર એનું મન. ૨૭૯
રાત દિવસ કષ્ટે છે કાય, શિવ પાસે માગે કન્યાય;
ભોળો બ્રાહ્મણ વિદ્યા ભણે, કૂડ કપટ મનમાં નવ ધરે. ૨૮૦
કુંવરી વર માગે શિવપાસ, વિપ્ર જાચે કન્યાની આશ;
અરુણકાલ આવ્યુંતું જેહ, નારાયણ ઉપર બહુ નેહ. ૨૮૧
તેનો મિત્ર એક વરતિયો, નિરમીષ નિર્મળ જાતે રહ્યો;
કરે મંત્ર જંત્રનાં કામ, જાદુગર જાણે બહુ જ્ઞાન. ૨૮૨
સાથે સઘળે રમતા ફરે, સુખદુઃખની તે વાતો કરે;
બેઉ જણ બેઠા ચૌટા માંય, કુંવરી પૂજન કરવા જાય;
વિપ્ર કર્મ અનુસારે રહે, વરતિયો ઉદ્યમ લક્ષે લહે. ૨૮૩

## દોહરા

વરતિયે મન વિચારીયું, ઉદ્યમ કરું ઉપાય;
કપટ કરીને લીજીએ, રૂડિ રાજકન્યાય. ૨૮૪
વિપ્રને કહે વરતિયો, ચિત્ત ધરીને કર્ણ;
હું કહું તે ઉદ્યમ કરે, તો રાયની કન્યા પર્ણ. ૨૮૫
વળી વાર ખોટું કરું, મનમાં રાખી ઝેર;
બ્રાહ્મણને આગળ કરી, કન્યા લાવું ઘેર. ૨૮૬
ઉદ્યમ કરીએ સર્વથા, નાખી જોઇએ ચોટ;
જો મરશે તો બ્રાહ્મણો, મારે શાની ખોટ. ૨૮૭

## ચોપાઈ

દ્વિજવરને પૂછે બલવાટ, તજાવું હું તારો ઉચ્ચાટ;
શિવ પૂજી મુવો બહુ ઠામ, તેથી કોઈ સર્યું નહીં કામ. ૨૮૮
સાચું બોલે પાળે ધર્મ, નિત્ય ઉઠીને વખાણે કર્મ;
ઘરમાં બેઠાં કાંઈ નહીં મળે, ઉદ્યમ કિધા વિના નહિ ફળે. ૨૮૯

હું કહું તે તમે ઉદ્યમ કરો, રાજકુંવરીને નિશ્ચે વરો;
પૂજા કરે છે કુંવરી જહાં, અણચેત્યા પેસો જઈ તહાં. ૨૯૦
પૂજન કરી પગે લાગશે, શિવ પાસે સ્વામી માંગશે;
કહે ઇશ્વિર આપો ભરથાર, ત્યારે તું દેજે હુંકાર;
વિવેક વચન કહેજો એ ત્રણ, તે સાંભળશે કુંવરી કર્ણ. ૨૯૧

## દોહરા

કહે એ શ્યામા સાંભળે, હરખ ધરીને જોય;
બત્રીસ લક્ષણ આગળો, તુંને આપું વર સોય. ૨૯૨
ઉગમણી દિશાએ દેહરું, સુંદર સરોવર પાળ;
માનુની જાજે મલપતાં, ખરે બપોરે કાળ. ૨૯૩
તુજ સરખો તુજ જેવડો, ઉત્તમ કુળ મહા રૂપ;
એસારું છું બારણે, વર જે ભારે ભૂપ. ૨૯૪
શ્યામા સાચું માનશે, તત્ક્ષણ પાછી જાય;
બીજે દીવસે આપણે, રહીશું દેહેરામાંય. ૨૯૫
વરમાળ આરોપશે, જાણી ભારે ભર્મ;
એ ઉદ્યમ તુજને ફળે, શું કરે બિચારું કર્મ. ૨૯૬
વચન કહ્યું જે વરતિયે, વાડવે ધરિયું કાન;
જ્યાં કપટ ત્યાં ચપટ છે, (એ) વાત તું નિશ્ચે જાણ. ૨૯૭
દેવ કહે સુણ દુરમતિ, નથી કર્મમાં અંક;
અવળી ગત ઘાલું કહી, એ રાજા હું રંક. ૨૯૮
કર્મે લખ્યું જે આપણે, તે ભોગવવું સત્ય;
ઉદ્યમ સ્વામી નહીં કરું, મારી નહીં એ મત્ય. ૨૯૯
નિરંજનને જે જન નમ્યો, મારે તેનો થાય;
ઉદ્યમ કરીએ અતિઘણો, તે સૌ એળે જાય, ૩૦૦
રાય રંક ઉદ્યમ કરે, કર્મ તણો બહુ ફેર;
ઉદ્યમે નવ સિદ્ધિ મળે, કર્મ તણો બહુ ફેર. ૩૦૧

મેલ વાત મૂરખ મનતણી, કાં કરે ઘેલા ફંદ;
અવળો ઉદ્યમ જે કરે, તે પામે બહુ દંડ. ૩૦૨

### ચોપાઇ

મૂઢ કહે સાંભળ રે બ્રહ્મ, બેસી રહે વખાણી કર્મ;
ન કરે કર્મ તે ઉદ્યમ કરે, દુઃખ દારીદ્ર તે ઉદ્યમ હરે. ૩૦૩
ઉદ્યમનો જોજો મહિમાય, કરૂં ઉદ્યમ પરણું કન્યાય;
ઉદ્યમ કરતાં નૃપતિ હોય, કાર્ય ઉદ્યમથી અતિ હોય;
જો ઉદ્યમ કરિયે તે અમો, કર્મ સારુ બેસી રહો તમો. ૩૦૪

### દોહરા.

વિપ્ર કહે તું શું કહે, આ તલમાં નહિ તેલ;
કપટ કરી પરણો તમો, મિથ્યા લવરી મેલ. ૩૦૫
ઉદ્યમ આશા નવ કરું, કરું શીવ પૂજંન;
જગંનાથને જે ગમે, સાચું કર્મ પુજંન, ૩૦૬
ચડી રીસ ત્યાં મૂઢને, તજ્યો વિપ્રનો સંગ;
કર્મહિણા જો શું કરે, ઉદ્યમકેરો રંગ. ૩૦૭

### ચોપાઇ

મમતા કરીને મૂઢ ત્યાં ગયો, શિવ પછવાડે જઇને રહ્યો;
જગંનાથજી કેરું લિંગ, શિપ મૂઢ જઈ કીધો સંગ. ૩૦૮
જળ જાવાનું સ્થાનક જહાં, કરી સાથરો બેઠો ત્યાંહાં;
હઇડામાં હરખ્યા મહાદેવ, કપટકારિ ઓળખિયો દેવ. ૩૦૯
એના હૈયામાં છે ભેદ, કર્યું ભોગવશે બોલે વેદ;
એમ કરતાં ઘટિકા ત્રણ થઈ, કુંવરી પૂજન કરવા ગઈ. ૩૧૦
પોતે આપ બેઠી પાલખી, સાથે એક સહસ્ર જ સખી;
ઉરાડે બહુ અબીર ગુલાલ, બાજે મૃદંગ ને વીણા તાલ;
એમ સખીયો ચોદિશ જોય, પુરુષ નામ ન દિસે કોય. ૩૧૧

## દોહરા

શિવ દેરામાં આવિયાં, રમતાં રમતા બાળ;
ઠામ ઠામ દીપક કર્યો, જોતાં ઝાકઝમાળ. ૩૧૨
પંચામૃતે પૂજા કરી, ચંદન કુમકુમ તેલ;
કર્પૂર કસ્તુરી અરગજા, કરી રંગની રેલ. ૩૧૩
બિલિપત્ર તિલ તાંદુલા, પુષ્પ સુગંધી અપાર;
ધૂપ દીપ અતિ આરતિ, અમૃત મેવા આહાર. ૩૧૪
મન માન્યું મહારુદ્રનું, કીધી છે કરુણાય;
માનુનિયે તવ માગિયું, મન આણી લજ્જાય. ૩૧૫
શિવપૂજન પરતાપથી, સરશે મારાં કાજ;
તવ વિપ્ર ત્યાં બોલિયો, સાંભળ સલુણી રાજ. ૩૧૬
વર પામો વય વીશનો, કરું હું રુડાં કાજ;
તુજ મનમાં જેવો ગમે, તે વર આપું આજ. ૩૧૭
કુપાત્ર સુમ કે મૂઢ વર, આપું તુજને પ્રચંડ;
માંગેલો વર એમ મળ્યો, જોતાં ન મળે નવખંડ. ૩૧૮
શ્યામાએ સાંભળી વારતા, કૌતુક દીઠું સર્વ;
કર જોડી નીચી નમી, મેલી મનનો ગર્વ. ૩૧૯
વિપ્ર બોલે બીજીવરાં, સાંભળ સુંદરી વાત;
કાલ બપોરે નીસરે, તેડી સહીયર સાથ. ૩૨૦
પૂર્વ દિશાએ પરવરો, મનમાં રાખી ધીર;
ત્યાં દહેરું મહાદેવનું, સમીપ સરોવર તીર. ૩૨૧
નીરભે થઇને સુખથી, જાજે તેને તીર;
બત્રીશ લક્ષણુ આગલો, મળશે કંથ મહાધીર. ૩૨૨
ગામમાં પડો વજડાવજો, નર નીસરે નહીં કોય;
તે દહાડે આવી ચડે, પતિ તમારો હોય. ૩૨૩

જાત ભાત પૂછીશ મા, ન જોઇશ કુળ કે રૂપ;
મધ્યાહ્નને મળશે તુંને, તેહ પુરુષ તુજ ભૂપ. ૩૨૪
દેખે તેને તું વરે, ખેદ કરે નહીં કોય;
એવું વાયક સાંભળ્યું, સાંભળીને મન મોય. ૩૨૫
મનમાં હરખી માનુની, સીધ્યાં સઘળાં કાજ;
ફળ પામી પૂજાતણું, ત્રુઠ્યા શિવ મહારાજ. ૩૨૬
હરખભરી પાછી ફરી, આનંદ અદકું હેત;
મંદિર આવી માનુની, અચરત તાતને કહેત. ૩૨૭
વાત કહી જે નીપની, માન્યું સત્યાધાર;
માતતાત મન માનિયું, હર્ષ હવો અપાર. ૩૨૮
પુરમાં પડો વજડાવિયો, વરત્યો જયજયકાર;
એવી તો બંધી કરી, (જે)કો નવનિસરે બહાર. ૩૨૯
પૂજા કરવા ઇશની, જાશે બીજે દિન;
(પેલા) મૂઢ કને શું નિપજ્યું, જેનું કપટી મન. ૩૩૦
મન ગમતું મહાદેવને, સ્ત્રીની તોડી ભ્રાત્ય;
બીજે દિવસે શું થયું, વીતિ જ્યારે રાત્ય. ૩૩૧

## ચોપાઇ

સેવા કરવા ગઇ સુંદરી, જેહ વચન હઇડામાં ધરી;
ત્રણ પોહોર જ્યારે પૂરા થાય, બ્રાહ્મણ પાંચ પૂજાને જાય; ૩૩૨
કુંવરી વળી આવી જ્યારે, વિપ્ર પાંચ પેઠા ત્યારે;
વરતીથી નીકળાયું નહીં, આવ્યો સંકટમાં જાએ કહીં. ૩૩૩
કોઇ જો જાણે આણે દીશ, તો નીચ પાસ છેદાવે શીશ;
વેદિયા વેદની ધુનીયો કરે, જે સાંભળતાં પાતક હરે. ૩૩૪
પૂજા કરતાં વીતિ રાત, ઉગ્યો સૂર થયો પ્રભાત;
મૂઢ તો માંહે બેસી રહ્યો, અર્ધ પ્રાણ એમ કરતાં ગયો;
બહાર નિસરવા તરફડે તંન, પરણ્યા ઉપર જેનું મંન. ૩૩૫

## દોહરા

પૂજા કરી પાછા વળ્યા, પાંચે ભેળા બ્રહ્મ;
ન્હાલ થયો પેલો વરતિયો, ઉઘડયું આપણું કર્મ. ૩૩૬
નીચે નીસરવા ગયો, હરખ ધરી મન આપ;
તે સમે પેઠો બારમાં, મોટો મણિધર સાપ. ૩૩૭
અકળાયો આખી રાતનો, દરમાં જેનો વાસ;
રાત્રે પેસી શક્યો નહીં, વિપ્ર બેઠા ત્યાં પાસ. ૩૩૮
કર વાગ્યો તે નાગને, જે પૂર્વ જનમનું વેર;
ડશ્યો હાથ તે મૂઢને, તત્ક્ષણ ચડીયું ઝેર. ૩૩૯
તે સમે થયો વાયદો, પુરા જે બે પહોર;
શોધવા કુંવરી નીસરી, જોવા તેને ઠોર. ૩૪૦
રુમઝુમ કરે હઇડું ઠરે, ભરે સુગંધ અપાર;
મળી સખીઓ સાતસેં, ઊર એકાવલ હાર. ૩૪૧
પુરુષ નામ દીસે નહી, સખીઓ ઠામોઠામ;
શિખ માગીને નીસર્યાં, નારી નિર્મળ નામ. ૩૪૨
મૃદંગ તાલ વાજે ઘણાં, વળી નિશાનો વાય;
ધમકારે પૃથ્વી ગડગડે, વરવર વાયુ છાય. ૩૪૩
શુભ શણગારી હાથણી, ઉપર બેઠી બાળ;
સખી કરે ઓવારણાં, કર ઝાલી વરમાળ. ૩૪૪
હસી રમી સૌ ઉઠીયાં, કરે હાસ્ય મનમાંય;
અબીલ ગુલાલ ઉડે ઘણા, પૂજા કરવા જાય. ૩૪૫
સ્નાન કર્યું સરોવર જઈ, પહેર્યાં પટકુળ અંગ;
પગ પાળે થઈ પરવરી, શિવજી કેરે સંગ. ૩૪૬
અગર ધૂપે ઉવેખીયો, સુગંધ બરાસે સાર;
જાઇ જુઈ ને કેતકી કોમલ પુષ્પ અપાર. ૩૪૭

ધૂપ દીપ નૈવેદ્ય શું, તાંબુલ બીડી બરાસ;
માની લ્યો મહારુદ્રજી, પુરો મનની આશ. ૩૪૮
પૂજા પૂરણ ત્યાં થઇ, સુંદરીમાં બહુ રૂપ;
બોલવા લાગી ભામિની, શિવને કહે ક્યાં ભૂપ. ૩૪૯
પેલો દેહરામાં પગ્યો, જૂવે છે બલવાટ;
કન્યા ન આવી હાથમાં, મોટો મન ઉચ્ચાટ. ૩૫૦
વિચાર કરે મન મૂઢિયો, ઉદ્યમ ઉપર મંન;
દેહરે જાવું શિવેશને, લાવું એહ રતંન. ૩૫૧
કપટે કન્યા પરણિયો, વેગે લાવું ઘેર;
મૂલી મોહોરો સેવશું, ઉતારીશું ઝેર. ૩૫૨
હળવે હળવે નીસર્યો, જાવા લાગ્યો ઘેર;
વેગે જઈ પરણું સહી, રાજકુંવરી વેહેર. ૩૫૩
શીર ઉપર સૂરજ તપે, અંગે અગન અપાર;
પગ પાની દાઝે ઘણી, દુઃખ પામ્યો નિર્ધાર. ૩૫૪
તોએ મન ઉદ્યમ કરે, મન સંભળાવે ધર્મ;
ઉદ્યમ તો ત્યારે ફળે, જોરાવર હોય કર્મ. ૩૫૫
એક વૃક્ષ બિલીતણું, ઊભો તેની છાંય;
ક્ષણું એક ઉભો રહું, કન્યા જાશે કયાંય. ૩૫૬
પાકું ફળ બિલી તણું, પડીયું તેને શીપ;
વિપ્ર જોવાને ત્યાં ગયો, શી લીલા કરી છે ઇશ. ૩૫૭
જોઉં વર્તિક કેમ પરણુશે, કપટતણી જોઉં રીત;
જોઉં ઉદ્યમ કેવો ફળે, પૂરણ કરી છે પ્રીત. ૩૫૮
શિવને સમરી નીસર્યો, જોવાને ચર્ચાય;
પોથી હાથમાં પાઠની, ભોળે ભાવે જાય. ૩૫૯
સુંદર અરચા કેસરી, કંઠે પુષ્પનો હાર;
બ્રાહ્મણ તો તેજે તપ્યો, વિદ્યા અપરમપાર. ૩૬૦

સેવે નિત્ય શુલપાણિને, ઉદ્યમની નહીં આશ;
કૂડ કપટ સમજે નહીં, કર્મતણો વિશ્વાસ. ૩૬૧
કુંવરી શોધે કંથને, જુવે પતિની વાટ:
આ ઓચિંતો ત્યાં ગયો, ટળ્યો મંન ઉચ્ચાટ. ૩૬૨
સાહેલિયો સાહી લાવિયો, રાજકુંવરીની પાસ;
તમ સરખો સ્વામી મળ્યો, ત્રિપુરેશ્વરે પુરી આશ. ૩૬૩
તે મુહૂર્ત ને તે ઘડી, તે દિન ને તે વાર;
વરમાળ આરોપી કંઠમાં, વરત્યો જયજયકાર. ૩૬૪
તે વેળા ને તે ઘડી, ગડગડિયાં નિશાન;
ગજ ઉપર વાહન કર્યું, જાણે ઉગ્યો ભાણ. ૩૬૫
મોહોલે આવી માનુનિ, જાય પિતાની પાસ;
કંથ લાવી કોડામણો, આપ્યો વૈકુંઠનાથ. ૩૬૬
નીરખી હરખી વિપ્રને, મળિ છે સખિયો જોડ;
હાસ્ય સર્વને ઉપન્યું, પહોંચ્યા મનના કોડ. ૩૬૭
હેમકલશ ચોરી રચી, પૂરણ રુડી પેર;
રાજપાટ સાપ્યું સહી, રાયે રાખ્યો ઘેર. ૩૬૮
અધિકાર એ છે કર્મનો, નિર્ધનિયાં ધન હોય;
કર્મ હશે તે પામશે, માનજો સાચું કોય. ૩૬૯
ઉદ્યમ કરીએ અતિ ઘણો, કૂડ કપટ કહેવાય;
કર્મ ન હોયે પાધરું, (તો) બારે વાટે જાય. ૩૭૦
વર્તિયો પડિયો વાટમાં, જે ઉદ્યમ વશ હોય;
ઋપી તે પામ્યો રાજને, કર્મ તણી ગત જોય. ૩૭૧
અધસસ્તો થયો ખાળમાં, બીજો કરઙ્યો નાગ;
ત્રીજો દાઝયો તાળવે, ચોથો દાઝયો પાગ. ૩૭૨
બીલી હેઠળ બાપડો, નવ સહેવાયો તાપ;
મૂઢ કચુર કડકા થયો, પ્રગટ્યાં પાંચે પાપ. ૩૭૩

નિર્મળ જેનું કર્મ છે, ઉદ્યમ કરતાં હાણ;
ઘડી પાંચ તે પગ ધસ્યા, પછી તજ્યા છે પ્રાણ. ૩૭૪
શિવશર્મા કહે સાંભળો, કામકલા સુજાણ;
કર્મે તો કન્યા વરી, ઉદ્યમે લીધા પ્રાણ. ૩૭૫
કોઇ કુરૂપ કુલક્ષણો, કાયર કુડો કહેવાય;
કર્મ જો હોયે પાધરું, તેને વશ સહુ થાય. ૩૭૬
શુભ સ્વરૂપ વિદ્યા ધણી, રુડી શોભે દેહ;
કર્મ આગળ કરગરે, તેમાં નહિ સંદેહ. ૩૭૭
ત્રણ ત્રણ તલવારો ધરે, હોય શૂર સુજાણ;
ખોળે ચાકરી કર્મની, પૂરણ પ્રીત પ્રમાણ. ૩૭૮
અગમ નિગમ જ્યોતિષ લહે, વિદ્યા સિદ્ધજ હોય;
તે જાચે જઈ કર્મને, જુગતે કરીને જોય. ૩૭૯
નાટક ચેટક કર્મમાં, ગુણકા રૂપ સ્વરૂપ;
તે ખોળે જઈ કર્મને, ભારે કર્મનો ભૂપ. ૩૮૦
ઉછેરે હાથી ઘોડલા, ધોળા ધોરી સમર્થ;
ખરીદદાર ખોળે ખરો, જે કોઈ આપે ગર્થ. ૩૮૧
તેથી સૌ કો માનજો, કર્મ તણો વિશ્વાસ;
કર્મ જોરાવર સૌથકી, કવિ કહે શામળદાસ. ૩૮૨

---

## ઉદ્યમવાદીનાં દૃષ્ટાંત

### ચોપાઇ

કામકલા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહિં કર્મ;
કર્મ જોરાવર કહે જે વાણ, તેનું નામ તો છે અજાણ. ૩૮૩
વખાણ કરે કર્મનું જેહ, મૂરખ નામનો કહીએ તેહ;
પંડિત પાંચસે જોડે રાય, ચુકવો કહું તે મારો ન્યાય. ૩૮૪

કોઇની પક્ષ કરો જો આપ, તો બ્રહ્મહત્યા કેરું પાપ;
કહું વાત તેની કરો સાખ, પ્રત્યક્ષ દેખાડું હું લાખ. ૩૮૫
એવા મૂરખ વિચારી જોય, ઉદ્યમ વિણ નવ દીઠો કોય;
કર્મ બિચારું રંકજ થયું, ઉદ્યમ (કર્યા) વિના કોણજ રહ્યું. ૩૮૬
ચતુર પુરુષ કે રૂડા કહી, ઉદ્યમ કર્યાં વિના કો જાણે નહીં;
રંક રાય ઉદ્યમ વશ હોય, કર્મ સારુ બેસે નહીં કોય. ૩૮૭
રાજસભા મુજને કહો રીઝ, કર્મતણું જે હોયે બીજ;
કર્મ તે તો સાથી થયો, જેને તમો જોરાવર કહ્યો. ૩૮૮
કર્મ બંધાણું જેને લલાટ, અદકું ઓછું તે શા માટ;
ઉદ્યમ ઉદ્યમ ઉદ્યમ અતિ, ઉદ્યમ શ્રેષ્ઠ ને કર્મજ રતિ. ૩૮૯
ઉદ્યમ રાય ને કર્મજ રંક, તેનો કહું તમ આગળ અંક;
હઇડાં ઉઘાડી જો જો સર્વ, મેલી અંતરમાંનો ગર્વ. ૩૯૦
કર્મ બીજ ઉદ્યમ જે હોય, કૂડ કપટ તે તરતજ જોય;
પ્રથમ ઇશ્વિરે ઘડ્યાં શરીર, નગન અંગને ઢાંકે ધીર. ૩૯૧
તેની માતા ઉદ્યમ વશ થાય, પ્રોઢો થવા ગળથુંથી પાય;
જેના કુળમાં જે અવતરે, તે કુળ તેવો ઉદ્યમ કરે. ૩૯૨
બાંધી ધેનુ ઘરમાં ઘણી, જોજો રીત કહું ઉદ્યમ તણી;
કર્મ બિચારું શું લે બુધ, દૂહે ઉદ્યમી તેનું દુધ. ૩૯૩
તેનું તો પંચામૃત થાય, ઉદ્યમ વિના કર્મ શું ખાય;
ઇશે સૃષ્ટિ કરી જ્યાહરે, નહિ મેડી મંદિર ત્યાહરે. ૩૯૪
માટી ચુનો કાષ્ઠજ ઘણાં, કર્યાં ઉદ્યમે ઘર તે તણાં;
વાવે કપાસ તે લાવે રૂ, વણી વિવેકે વસ્ત્રજ કર્યું. ૩૯૫
જો ઉદ્યમ એવો નવ કરે, તો કર્મી સૌ નાગા ફરે;
પૃથ્વી ખેડી વાવે ધાન, ઉદ્યમ તો તરુ કલ્પ સમાન. ૩૯૬
રસકસ કણ પાકે છે દુઃખે, ત્યારે કર્મવંત જીવે સુખે;
પકવે તલ ઘાણી પીલાય, દીપક જ્યોત કરે તો થાય. ૩૯૭

ઠામ ઠામ ઉદ્યમનું જોર, એકલે કર્મ અંધારું ઘોર;
ભર્યાં અન્ન ઝાઝાં ઘર માંય, રાંધ્યા વિના તે કેમ રંધાય. ૩૯૮
પાતાળ માંહે જે છે નીર, જાણે છે તે શ્યામશરીર;
કૂપ ઉદ્યમવંત જો ખોદીએ, તો કર્મવંતા પાણી પીએ. ૩૯૯
* * * * *

મેળવી દૂધ અઘકે જે વાર, વલોવતાં ઘૃત નિકળે સાર. ૪૦૦
સુવર્ણ લાવે ગર્થે કરી, ઘરમાં નવ મેલીએ ભરી;
કરે આભૂષણ પહેરે અંગ, ત્યારે કર્મ પર આવે છે રંગ. ૪૦૧
વસ્ત્ર લાવી મેલે કો પાસ, કોઈ હોય જો ઘરમાં દાસ;
ઊઠી ઉંચો નીચો થાય, ત્યાર વિના તે કેમ પહેરાય. ૪૦૨
સપ્ત ધાતુ છે બીજી ઘણી, વસ્તુ નીપજે અનેક તેતણી;
કરે ઉદ્યમી તેનાં કામ, ઘડી ઘાટ પાડે છે નામ. ૪૦૩
હવન હોમ ઉદ્યમથી થાય, સંતોષ પામે વૈકુંઠરાય;
બારે મેઘ કરે છે વૃષ્ટ, ત્યારે જીવે છે સઘળી સૃષ્ટ. ૪૦૪
મહા ઋષિ તપેસરી સાથ, કરે પૂજા ઈશ્વરની હાથ;
કરે ધૂમ્રપાન માહા ધર્મ, ત્યારે થાય જોરાવર કર્મ. ૪૦૫
* * * * *

પુણ્ય વિના પામે નહીં કોય, કરે કામ તે ઉદ્યમી જોય. ૪૦૬

### દોહરા

પ્રથમ જે કોઈ ઉદ્યમ કરે, જપ તપ જે કો ધર્મ;
ત્યારપછી બીજે ભવે, ફળ થઈ ભોગવે કર્મ. ૪૦૭
જેવો આપ ઉદ્યમ કરે, ઉગે તેવું કર્મ;
ઉદ્યમનો છે છોકરો, નારી કહે છે મર્મ. ૪૦૮
શુકદેવ સરખા તપ કરે, ઉત્તમ ઉદ્યમ નામ;
વાવ્યું બીજ તે ફળ થયું, પામ્યો ઉત્તમ ઠામ. ૪૦૯
કરવત મૂકાવ્યું કાશીએ, કર્મહીણા જે હોય;
રાજ પામ્યા બીજે ભવે, ઉદ્યમી કર્મજ જોય. ૪૧૦

નર નારી પરણે નેહશું, કરે કર્મ શું કામ;
મ્હાલે સદા ઉદ્યમ થકી, જો જો ઠામો ઠામ. ૪૧૧
સપ્ત લોક આકાશનાં, સપ્ત લોક પાતાળ;
ઉદ્યમ વિણ કોઈ નહીં, બોલ્યું સત્ય વિશાળ. ૪૧૨
સૂરજ ચન્દ્ર નવ ગ્રહે, દેવ દાનવ અનેક;
કર્મ ઉપર કો નવ રહ્યું, જૂઓ કર્મ વિવેક. ૪૧૩
મુંગો તે બોલે નહીં, પાંગળો તે ન પળાય;
બાકી સો ઉદ્યમ કરે, કર્મ પરોણા ખાય. ૪૧૪

**ચોપાઈ**

વિપ્રને ઘેર આવ્યો છોકરો, કહેશે નીશાળે મોકલો;
ઉદ્યમ કરીને વિદ્યા ભણે, ત્યારે પંડિતમાં કો ગણે. ૪૧૫
બીજી જે અષ્ટાદશ વર્ણ, કુલ કુલનાં જેવાં આચર્ણ;
તે જન તેવો ઉદ્યમ કરે, ત્યારે પેટ પોતાનું ભરે. ૪૧૬
લોઢું પાણા ને કર્મ જ હાડ, મથ્યા વિના નવ પડે અંગાર;
થાળીમાં પીરસે છે અન્ન, જોએ તૃપ્ત નવ થાએ મંન. ૪૧૭
વાસણ ચુલા આગળ અડે, ઉદ્યમ વિણ ઉપર નવ ચડે;
તાંબુલ બીડી હોયે સંગ, આરોગ્યા વિણ નાવે રંગ. ૪૧૮
આયુધ જો કરમાંહે ધરે, માર્યા વિના શત્રુ નવ મરે;
દુવાત લેખણ કાગળ હાથ, મૂકી છાંડો દિન ને રાત. ૪૧૯
લખ્યા વિના તે નહીં લખાય, ઉદ્યમ વિણ નાહીંજ ભણાય;
કથા પુરાણ ને મોટા વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ;
ત્યારે સહુ જાણીતા થયા, ઉદ્યમે કરી કથાંતર કહ્યા. ૪૨૦

**દોહરા**

પંડિત છો સૌ પાંચસેં, આવ્યા ઉદ્યમ કાજ;
તે વખાણે કર્મને, કરે રાવળું રાજ. ૪૨૧
રાય વખાણે કર્મને, તો મેલો સંસાર;
ઉદ્યમ વિના ચાલે નહીં, જેને સન્જયો અહાર. ૪૨૨

નાચે છે અતિ અપ્સરા, ગુણીજન ગાએ ગીત;
કૌતક કરે છે કૌતુકી, તે ઉદ્યમ પર પ્રીત. ૪૨૩
ચાકર કરે છે ચાકરી, રાય કરે છે રાજ;
પુરાણ વાંચે પંડિતો, તે તો ઉદ્યમ કાજ. ૪૨૪
સીવે સાંધે સુવર્ણ ઘડે, ઘણો ઘણાને ધાય;
વેપાર કરે જે વણિક જન, દેખી વિસ્મય થાય. ૪૨૫
તસ્કર તોળે ભૂવટે, ભિક્ષા લે શિર ભાર;
ન્યાયાન્યાય અધર્મ અતિ, ઉદ્યમ એહ અપાર. ૪૨૬
એ તો મોટો માનવી, (પણ) બીજા પંખી પુર;
ઉદ્યમ કરી ઉદર ભરે, ઉદ્યમ મોટું નૂર. ૪૨૭
જનાવર બધાં જગતમાં, જેને વળગ્યું પેટ;
ઉદ્યમ વિના ભરે નહીં, જો જો નિહાળી નેટ. ૪૨૮
બ્રહ્મા વિષ્ણુ ઈશ છે, એ સર્વે કહેવાય;
સરજે પાળે સંહાર કરે, ઉદ્યમના ગુણ ગાય. ૪૨૯
સુખ તે સર્વ ઉદ્યમ થકી, દુ:ખ ઉદ્યમ નવ હોય;
ઉદ્યમ મૂકી બેસી રહ્યો, તે નવ દીઠો કોય. ૪૩૦
ક્રોડ ઉપાયો મેં કહ્યા, તેં નવ દીઠો કોય;
કાં છોડાવે પૂતળાં, બ્રહ્મ વિચારી જોય. ૪૩૧
મૂકી હોડ હારી કહું, સેહેજે મૂકું શર્મ;
કોઇક મુજને દેખાડજે, જાળવી બેઠો કર્મ. ૪૩૨

---

## કર્મવાદીનાં દષ્ટાંત

### ચોપાઈ

કામકલાએ વાતજ કહી, લખ આગળ જે લક્ષ્મી થઈ;
એ તો અચરત અધિકું હોય, શિવશર્માંસું સામું જોય. ૪૩૩

કહી વાત મહા મોટી મૂલ, વેદ વાયક છે સમ તુલ;
ઘાલી મૂછે પોતાનો હાથ, શિવશર્મા બોલ્યો તે સાથ. ૪૩૪
સ્યામા તેં કહ્યું તે સાચ, નામ એક સાંભળ કહું વાચ;
સાંભળજે આણી મન રીજ, પ્રથમ કર્મતણું હોય બીજ. ૪૩૫
તેનું ફળ ઉગ્યું જ્યાહરે, તેવો ઉદ્યમ ઉગ્યો ત્યાહરે;
જેનું કર્મ જોરાવર સાર, તેનો ઉદ્યમ વણજવેપાર. ૪૩૬
ઓછે કર્મે લખાણો દીશ, ઉદ્યમ ભાર ઉપાડે શીશ;
કર્મવંત તે પંડિત થાય, કર્મ ઉદ્યમ એ ભણવા જાય. ૪૩૭
કરે ચાકરી સેવવું કાંઈ પડે, કર્મવંત તે હાથી ચડે;
એક લગને પરણે છે સૂત્ર, કર્મવંતને છે પંદર પુત્ર. ૪૩૮
એક વાંઝિયા મેણે મરે, તે ઉદ્યમ શું ઓછો કરે;
રાજા શો ઉપાડે ભાર, રાખે છે અદકો અહંકાર. ૪૩૯
રાંક બાપડો વાટે પડ્યો, ભૂખતણે દુઃખે બહુ નડ્યો;
ઉદ્યમ કરતાં શિર ભાર ભરે, કર્મહીણો તે ભૂખે મરે. ૪૪૦
કરે કાસદું ઘેર ઘેર, ભાર ઉપાડે છે બહુ પેર;
ઉદ્યમીને અદકો છે એહ, કર્મ વિના ઉદ્યમ નહીં તેહ. ૪૪૧
નગર શેઠ વડો પ્રધાન, મહાજન મહિપતિ કેરું માન;
ગાયક પાખર ચાકર પાસ, સદાવ્રત આપે છે વાસ. ૪૪૨
કર્મ દુઃખ વેગળાં કરે, એ ઉદ્યમ શું અદકો કરે;
રાત અંધારી છે ઘમઘોર, ચિત્ત કરી ચાલે છે ચોર. ૪૪૩
રહે છે વનમાં દહાડે દીશ, પાડે ખાતર કપાવે શીશ;
અધિક ઉદ્યમ માંહે ભળે, સાજું વસ્ત્ર કદી નવ મળે. ૪૪૪
કર્મથકી ખટકર્મ જ કરે, એવો ઉદ્યમ અદકો કરે;
બીજા ભિક્ષુક માંગે ભીખ, સૌને દેતા ફરે છે શીખ. ૪૪૫
પંડિત બેઠા કરે પુરાણ, લેએ છે મનગમતાં દાન;
રિઝવી રાયને લે છે માલ, સભામાં જાય બેસી સુખપાલ. ૪૪૬

નાખે ટેલ દીવસ ને રાત, પૂજન અરચન જાણે આપ,
ઉદ્યમી કરે છે બહુ પેર, કર્મહીણુ પામે નહીં શેર. ૪૪૭
કહું કૌતુક એવાં એક લાખ, સભા પાસ પુરાવું શાખ;
મેલ અહંકાર મનમાંથી મર્મ, ઉદ્યમથી તો જીતે કર્મ. ૪૪૮
મોટું કર્મ જાણું છું અમો, શો ઉદ્યમ વખાણો તમો;
છોડો પૂતળાં હારી જાઓ, નહીં તો ઉદ્યમના ગુણ ગાઓ;
પંચ પ્રમાણ કરે જે વાત, તે સાંભળ શ્યામા સાક્ષાત. ૪૪૯

## દોહરા

કામકલા કહે વિપ્ર સુણો, મેલો મન અહંકાર;
ઉદ્યમ અદકો સર્વથા, જાણે સૌ સંસાર. ૪૫૦

## ચોપાઇ

થોડો ઉદ્યમ કરે જ્યાહરે, ઘણું કર્મ ફળે ત્યાહરે;
વિના ઉદ્યમ કર્મો નવ ફળે, ઉદ્યમ કરતાં સહુથી જ મળે;
નથી કર્મ ને ઉદ્યમ હોય, સહેજે સ્વર્ગ પહોંચાડે સોય. ૪૫૧

## દોહરા

કર્મવાદી કોઇક પુરૂષ, પડ્યો અર્ણવ નીર;
કર્મે પાર પડે નહીં, ઉદ્યમે પામે તીર. ૪૫૨
કર્મવંત દુઃખમાં પડ્યો, વ્યાપ્યો દેહમાં રોગ;
ઉદ્યમથી ઔષધ કરે, પામે સુખ સંજોગ. ૪૫૩
અડસઠ ભોગ ઉદ્યમથકી, તે પમાડે તર્ત;
તેટલા ઉદ્યમ કર્મથી, માથે લખીયાં મર્ત. ૪૫૪
સભા શું નથી બોલતી, મનમાં કરી વિવેક;
નિશ્ચે કરી નરપતિ કહે, ઉદ્યમ કે કર્મ એક. ૪૫૫
કર્મ વખાણે જો સહુ, તો તજો ઉદ્યમનું કામ;
એક કહો ને બે કરો, તેનું તે શું નામ. ૪૫૬
પંડિત હોય તો પરહરો, રાજ સભા તત્કાળ;
નીશાળે નવ મૂકશો, આપ ઉદરનાં બાળ. ૪૫૭

બેશી સભામાં જો કદી, ન કરો ઉદ્યમ આપ;
ચુકો ચિત્તથી ચાકરી, કર્મ ઉપર શી છાપ. ૪૫૮
દંડ ન દેશો ચોરને, સુમ ન કહેશો શાહ;
સ્વર્ગ મટામટ રહો સહુ, રાંક અને રાજાહ. ૪૫૯
કામ તજો સહુ કુળતણાં, તજો ઉદ્યમ એ જાગ્ય;
કર્મે બેસી રહો તમો, તો હું લાગું પાગ્ય. ૪૬૦
હસ્તી ઘોડા નવ પાખરો, સંભાળો નહિ ગામ;
કર્મ હશે તો પામશો, ઉદ્યમનું શું કામ. ૪૬૧
કર્મ વિણ ચાલે કોટી ભવ, કરો વિચાર સૌ કોય;
ઉદ્યમ વિના એકે ઘડી, અર્થ સરે નહીં જોય. ૪૬૨
ઉદ્યમ હોય અતિઘણો, કર્મ અલેખે થાય;
ઉદ્યમ વિના આદર કશો, ધનને સૌ કો ધાય. ૪૬૩
ખાવું પીવું ખરચવું, ભોગવવી જે નાર;
સુવું બેસવું ઉઠવું, ઉદ્યમનો વેહેવાર. ૪૬૪

---

## निर्णय

### ચોપાઈ

રાજસભા ત્યાં બોલી જ્યાંય, ઉદ્યમ કર્મનો ન્યાય તોળાય;
સાંભળ એ સતવાદીજન, ઉદ્યમે કર્મ કર્મે ઉદ્યમ બળવંત. ૪૬૫
એકલું કર્મ તે જીતે કોક, જૂઓ વાત વિચારી લોક;
કર્મ વિના ઉદ્યમ નવ મળે, ઉદ્યમ કરતાં કર્મ જ ફળે. ૪૬૬
એમાં ખેદ કરશો મા કોય, સમતુલ બે તે જુગતે જોય;
ઉદ્યમનું તો કર્મ જ નામ, કર્મનો તે ઉદ્યમ ઠામ. ૪૬૭
એ બેઉમાં કંઈ અંતર નથી, જો જો વેદ પુરાણે કથી;
જેવું કર્મ લખાણું તેહ, તેવો ઉદ્યમ ઉદય જ એહ. ૪૬૮

જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવું વળગ્યું કર્મ;
જેને જેવું કર્મજ સાર, તેવો ઉદ્યમ કરે વેપાર. ૪૬૯
જેને જેવું કર્મજ ગણે, ઉદ્યમે તેવી વિદ્યા ભણે;
જેને જેવું કર્મ જ સૂત્ર, ઉદ્યમે તેવો પ્રગટે પુત્ર;
જેને જેવું કર્મ જ કાજ, ઉદ્યમ તેવી રાખે લાજ. ૪૭૦

## દોહરા

કર્મ થકી ઉદ્યમ ફળે, ઉદ્યમથી કર્મ હોય;
ઓછું અદકું એહને, કહી ન શકે કોય. ૪૭૧
ન્યાય ચુકાવ્યો નૃપતિએ, વેદ શાસ્ત્ર મહામૂલ્ય:
ઉદ્યમ કર્મ એ કલ્પીને, શાસ્ત્ર સદા સમતુલ્ય. ૪૭૨
ઉદ્યમ વિના ચાલે નહી, કર્મ વિના કૂટાય;
કર્મને ઉદ્યમ ફળે, પ્રીછ્યો પંડિત રાય. ૪૭૩
પ્રીત કરીને પંડિતે, જુગતે જોડ્યા હાથ;
ગયો મેલ મનડા થકી, (શિવ)શર્મા શ્યામા સાથ. ૪૭૪
જાતિસ્મરણ તેમને થયાં, ઓળખિયાં બેઉ આપ;
થયાં કંથ ને કામિની, પૂરણ પ્રીત પ્રતાપ. ૪૭૫
છોડી નાખ્યાં પૂતળાં મેલ્યો મન અહંકાર;
રાજરીત સુખ ભોગવી, વરત્યો જયજયકાર. ૪૭૬
અવસાને ઈંદ્ર લોકે ગયાં, પામી પ્રીત પ્રમાણ;
અનુગ્રહ અવતારનો, શ્યામા વિપ્ર સુજાણ. ૪૭૭
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, કવિ તે સૌનો દાસ;
ભક્ત બ્રાહ્મણ સર્વનો, વારુ લીલા વિલાસ. ૪૭૮
પાય લાગીને પરણમું, કરગરું બેહુ કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૪૭૯

**ઉદ્યમકર્મ સંવાદ સંપૂર્ણ.**

# અર્થસૂચક ટીકા

☞ અંક સંજ્ઞા કડીઓ દર્શાવે છે.

૧. શંકરસુત–ગણપતિ; મોદિક–લાડુ; અહાર (=આ+હૃ) ખોરાક; ભોજન.
૨. બ્રહ્મસુતા–બ્રહ્માની પુત્રી, સરસ્વતી; પસાય–વરદાન; રસનાવાસ–રસના (જીભ)માં વાસ (વાસો, મુકામ).
૩. નરહરિ–શ્રીકૃષ્ણ પરમાત્મા; મુરલીધર–મુરલી (વાંસળી)ને ધારણ કરનાર.
૬. ક્ષિપ્રાતટ–ક્ષિપ્રા નદીનો કાંઠો.
૭. મહાકાલેશ્વર–ઉજ્જન નગરીમાં મહાકાલેશ્વર નામના મહાદેવનું સ્થાન પ્રસિદ્ધ છે. બાર જ્યોતિર્લિંગમાં આ પણ એક જ્યોતિર્લિંગ છે. ( उज्जयिन्यां महाकालम् ); નવનિદ્ધ–નવનિધિ (ભંડાર), (કુબેરના નવ ભંડાર કહેવાય છે–મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ; નીલ અને ખર્વ ).
૯. વાડવ–બ્રાહ્મણ; ખટકર્મ–ષટ્કર્મ (બ્રાહ્મણનાં છ કામ આ પ્રમાણે છે–ભણવું અને ભણાવવું, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને આપવું).
૧૧. પુરુષોતમ–પુરુષ+ઉત્તમ=પરમાત્મા.
૧૬. ભડ–મ્હોટો; અતુલિ–જેની સાથે તુલના–સરખામણી કરી ન શકાય એવું.
૧૭. કનક–સોનું; જુંજાર–ઝૂઝનારા, લડવૈયા.
૧૮. સેહે ચાર–ચારસો (૪૦૦).
૨૧. સોહામણા–સુંદર, શોભિતાં, રળિઆમણાં, આનંદ આપે એવાં.
૨૨. માગણ–(ભીખ) માગનારા.
૨૩. અવનવો–અદ્ભુત, નવા પ્રકારનો; ભાણ (ભાનુ)–સૂર્ય.
૨૫. સુરપતિ–ઇન્દ્ર; ઓચ્છવ (ઉત્સવ)–શુભ પ્રસંગનો દિવસ.
૨૬. વારાંગના–નાચનારી, રામજણી.
૨૯. દ્વિજ–બ્રાહ્મણ; ઝાજ–વહાણ (અહિં વિદ્યાનું મંદિર).
૩૨. મહિલા–સ્ત્રી, નારી; વીમાસીયું–વિચાર કર્યો; રોક–રોકડો, એટલો જ, એક જ.

૩૩. મીછે—જાણે; ઘાલે હામ—હીંમત કરે; કારમું—વિચિત્ર, અજાયબ જેવું, અદ્‌ભુત.

૩૪. સહિયર—સખીઓ, બ્હેનપણીઓ.

૩૫. ઘરદેવ—(મ્હારા) ઘરનો દેવ (પતિ, માલિક), (મ્હારો) પતિ.

૩૬. સંચરી—નીકળી.

૩૭. રઢીઆળી—જેને રઢ (એક જાતની મસ્તી) લાગી છે એવી, જેને જોઇને રઢ લાગે એવી.

*** કામકળા બધા દેશોમાં ફરવા નીકળી છે, પણ સામળભટની ભૂગોળ સ્હેલથી સમજાય એવી નથી. જૂના કવિઓનો આવો જ એક સંપ્રદાય પડી ગયો છે કે જ્યારે તેઓના નાયક નાયિકામાંથી કોઈ પરદેશમાં ફરવા નીકળે ત્યારે જેમ ફાવે તેમ દેશપરદેશોના નામ કાવ્યમાં ગણાવી જતા અને તેમાં તેઓ ફરી આવ્યા એમ કહેતા. એમાં કોઈ પણ જાતની નિયમિતતા હોતી નથી. વનવર્ણન કરવાનો પ્રસંગ આવે ત્યારે ઝાડોના નામોની મોટી ટીપ જ તેઓ આપી દે છે. મહારાષ્ટ્ર—જામ (?) કામરુ—નૈષધ—બંગાળા—જગન્નાથ—પાટણ—મધડુ (?)—ખુરાસાન—મુલતાન—મારુ—મેદપાટ—કચ્છ—સોરઠ—કાશી—કાશ્મીર—ગુજરાત—માળવા (ઉજ્જન) આ બધાં સ્થળે લખ્યા પ્રમાણે અનુક્રમે કામકળા ગઈ હશે કે કેમ એ વિચારવા જેવું છે.
જામ—એ નામનું કોઇ શહેર હશે? જામનગર?
કામરુ—હાલનો આસામનો પ્રદેશ.

૩૮. નૈષધ—હાલનો બીહાર, ઓરિસ્સા (ઓઢીઆ), અને વરાડ પ્રાંત વચ્ચેનો પ્રદેશ.

૩૯. મધડુ—મગધ દેશ? ખુરાસાન—તુર્કસ્થાનનું એક ગામ.
મારુ—મારવાડ.

૪૦. મેદપાટ—મેવાડ.

૪૩–૪૪. ગુજરાતની તે સમયની માઠી સ્થિતિ દર્શાવે છે.

૪૪. નાદભેદ—સંગીતના ભેદ.

૪૫. રવિ—સૂર્ય; મેલાણ—ઉતરવાની—મુકામ કરવાની જગ્યા.

૪૮. ઉલ્લાસ—આનંદ, હોંશ.

૪૯. પોળીઓ–પહેરેગીર, ચોકી કરનારો; ખ્યાત–ખબર.
૫૦. પ્રતિહાર–પહેરેગીર; મુજરો–નીચા નમીને સલામ.
૫૨. રળીયાતસું–અજાયબીની સાથે, આશ્ચર્યથી;
ચટકે કીધી સાન–ચુટકી (ટુચકી) વગાડીને નિશાની કીધી.
૫૩. પળિયો–ચાલ્યો, ગયો.
૫૬. જમ જમ વાગે–ઝમ ઝમ વાગે; જેર (પગમાં પહેરવાનું ઘરેણું–ઝાંઝર ?); સમશેર–તલવાર.
૫૭. ચંદ્રવદની–ચંદ્રના જેવું વદન (મુખ) છે જેનું;
મૃગલોચની–મૃગ (હરણ)નાં લોચન (આંખ) જેવાં લોચન (આંખ) છે જેનાં (બહુવ્રીહિ સમાસ છે).
લંક–કેડનો ભાગ ( સિંહની કેડ બહુ પાતળી હોય છે ). જૂઓ–
જોઈ ભીમક સુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી–પ્રેમાનંદ.
ભ્રગુટી–ભમર; વંક–વાંક.
૫૮. વરણાગી–વરણાગીવાળી; સુંદર રીતે.
અધર–હોઠ; પ્રવાલી ત્રાક–પરવાળાની ફાડ.
૫૯. એકાવલ–એક સેરનો; કંચુવો–કાંચળી, ચોળી, કમખો; કસણ–કસ, કૅસ; કસ્યાં–ખેંચીને બાંધ્યા.
૬૦. ઉરોજ–સ્તન; બીલ્લીફળ–બીલ્લાં (કોઠાં જેવાં);
ટુંકાં–(ગોળ) છેડા; ને–નેહ.
૬૧. કલોલ શું–કલોલ એટલે મોજો અને શુ એટલે તેના સરખી અર્થાત્ ભ્રુકુટી કમાનના જેવી વાંકી હતી.
૬૨. છેક–છેડો; પાર.
૬૫. મોહો ફોડી–મ્હોં ફાડીને, મ્હોટેથી.
૭૧. પણ–ટેક; બદલામાં લેવાની વસ્તુ. પુતળું...–હારે તેની પાસેથી પુતળું લેવું એવો ઠરાવ.
૭૩. પાઠવો–મોકલો.
૭૭. કોઈ ભારે કામ કરવાનું હોય ત્યારે એ પ્રમાણે બીડું ફેરવવામાં આવે છે, અને જે કોઈ તે બીડું ઝડપે (ગ્રહણ કરે) તે તે કામ કરવાનું માથે લે છે.

૮૧. આપ્યું અર્ધાસન-પોતાની પાસે પોતાના અડધા આસન ઉપર બેસાડ્યો.
૮૪. શીદ વેંઢારછ ભાર-એ બોજો નકામો શા માટે ઉંચકે છે-વહન કરે છે.
૮૫. ઓરતો-હોંસ, ઉમેદ.
૮૬. પદ્મિની-રૂપવાન સ્ત્રી; (પદ્મિની, હસ્તિની, ચિત્રિણી અને શંખિણી એવી ચાર પ્રકારની સ્ત્રીઓ ગણાય છે.)
૮૯. રામાશું-રામા (સ્ત્રી) સાથે; સ્ત્રીને.
૯૦. વરખીત? નિશ્ચિત?
૯૩. નિકટ-પાસે.
૯૪. વાળો આડો અંક-તમારાથી આડો આંક વળ્યો-હદ વળી (એમ હું માનીશ.) cf. ભાઈ, એનાથી તો આડો આંક!
૯૫. તખત થયા-સ્થિર બેઠા (જેમ કોઈ ચિત્રમાં પાડેલાં મનુષ્યો સ્થિર હોય છે તેમ બધા સ્થિર થઇને બેઠા;) આગળી-હોશિયાર, બુદ્ધિમાન્.
૯૭. ખટરસ-છ પ્રકારના રસ (ગળ્યો, ખાટો, ખારો, તીખો, કડવો અને કટાણો.) નવરસ-નવ પ્રકારના કાવ્યમાં યોજાતા રસ (શૃંગાર, હાસ્ય, કરૂણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત) જૂજવાં-જૂદાં.
૯૮. પય-દૂધ; પ્રાશન કરે-ખાઈ જાય.
૧૦૩. હય-ઘોડો; ગજ-હાથી; નેહ-સ્નેહ, પ્રેમ.
૧૦૪. છેહ-છેડો, પાર; ગરથ-પૈસો, દોલત.
૧૦૫. આસનાવાસના-(આશ્વાસન) હીંમત, વિશ્વાસ; યાચેયાચના-ભીખ માગે.
૧૦૮. ઋણ-દેવું.
૧૦૯. કુગ્રામ-નઠારું-નબળું ગામ.
૧૧૦. કુભારજા-નઠારી (ભાર્યા) સ્ત્રી.
૧૧૧. ઓસરે-પાછો હઠે, બ્હીને આઘો જાય. બ્રાહ્મણે પાણીથી બ્હીવું જ ન જોઇએ-એટલે પવિત્ર રહેવાને ગમે તેટલી વખત સ્નાન કરવું પડે-ન્હાવું પડે તો તેમ કરવાને જરા પણ ડરવું નહીં.
૧૧૨. કાયર-બાયલો; અભ્યાગત-પ્હરોણો, મ્હેમાન.
૧૧૪. થોડું ધન...-થોડો પૈસો હોય પણ તે ઘણી સારી રીતે ખરચે.

૧૧૫. ભોગ-હાથી, ઘોડા, ગાડી, બગીચા વગેરે સુખનાં સાધન.
૧૧૬. સમરપી-સોંપીને.
૧૧૯. જેશું મન માન્યું......-જેની સાથે આપણું મન સારી રીતે લાગ્યું હોય તે આઘે-દૂર હોય તો પણ આપણા મનથી તે આપણી પાસેજ છે.
૧૨૦. દુનિયાંમાં સદા મનુષ્યોને મરતાં તેમ જ દુ:ખમાં જેઓ જુએ છે, છતાં જેઓ પોતાના મનથી જરા પણ (પાપ કરતાં) ડરતા નથી અને મરવું જ નથી એમ માને છે, તેઓ ખરેખરા મુવા છે.
૧૨૧. મેહ (મેઘ)-વરસાદ.
૧૨૫. સહોદર (સહ+ઉદર)-એક જ પેટથી જન્મેલાં (ભાઈ બેન.)
૧૨૬. ફંદ-ફાંસો, ફસાઈ પડવાનું સ્થાન.
૧૨૭. મત્સર-અદેખાઈ.
૧૩૨. કાસદું-ખબર લઈ જવા લાવવાનું કામ. સુમ-લોભી, મખ્ખીચુસ, જે કંઈ ખરચે નહીં એવો, કંજુસ. (એવા કંજુસને પણ મોટો દાતાર કહેવો પડે......)
૧૩૭. દુ:ખ સમેત-દુ:ખથી વીંટળાયલો, અતિ દુ:ખી.
૧૩૯. વણસે-બગડે, બરાબર ન થાય.
૧૪૧. નિર્ધન હોય તે ધનવાન બને; કામિની-હે સ્ત્રી!
૧૪૪. રહ્યાં-ઉદ્યમ કરતાં બંધ રહ્યાં.
૧૪૬. અદકો-મ્હોટો, મ્હડીઆતો; પ્રતાપ-મહિમા.
૧૪૯. શિરોમણિ-માથાનો મણિ, ઉત્તમ.
૧૫૦. વાદ-તકરાર, વિવાદ; સંદે-સંદેહ, શંકા.
૧૫૧. પરવર્યા-જવાને નીકળ્યા.
૧૫૩. સીધ્યાં-સફળ થયાં; માનુભાવ-મહાનુભાવ-મોટા માણસ (માન આપવા લાયક).
૧૫૪. દેહનો ત્યાજ (ત્યાગ) કરીશું એટલે મરીશું.
૧૫૫. બ્રહ્મહત્યા-બ્રાહ્મણને મારી નાંખવો તે. (બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણની ચોરી અને ગુરુપત્ની સાથે ગમન તથા તે કર્મ કરનારાનો સંગ આ પાંચ મહાપાપ કહેવાય છે). પ્રત્યુત્તર-(પ્રતિ+ઉત્તર) સ્હામો-વળતો જવાબ.

૧૫૮. સંચ કરવાને–પારખું જોવાને; તાલ જોવાને, પરપંચ–પ્રપંચ, યુક્તિ; ચોમાળ–ચાર માળવાળું.

૧૫૯. અગોચર–(અ+ગોચર) ઇન્દ્રિયોથી માલમ ન પડી આવે એવી– અહીં આંખે જોઈ ન શકાય એવી જગ્યાએ; સૂખડી–સારું ખાવાનું; ઉદક–પાણી; અણછતી–દેખાય નહીં એવી રીતે.

૧૬૦. બંધાવ્યાં......–તેમની આંખે પાટા બંધાવ્યા.

૧૬૧. કરી મોહોર–ચોક્કસ રીતે, જાણે મોહોર–સીલ કરી હોય તેવી રીતે.

૧૬૨. સંપુટ કીધાં–બંધ કરી દીધાં; બાર–બારણાં.

૧૬૩. ક્ષુધા–ભૂખ; તૃષા–તરસ (પાણીની); કર્મવંત–કર્મને માનનારો; પોઢી રહ્યો–સૂઈ રહ્યો, પડી રહ્યો.

૧૬૪. આ (પરીક્ષા)માં જે ઉદ્યમ કરવા જાય તે મુઓ (હાર્યો) સમજવો, માટે ઉદ્યમ ન જ કરવો, પણ પડી રહેવું.

૧૬૫. ખણખોલણ–ખાંખાખોળા (કારણ કે આંખે પાટા બાંધેલા હોવાથી દેખી શકાતું નથી); ભંડાર–ભંડારીઆં, છાની વસ્તુઓ મૂકવાની જગ્યા.

૧૬૬. લીધો પાર......–તે મકાન આખું ફરી વળ્યો–જોઈ વળ્યો; નેહ– સ્નેહ, પ્રેમ; ત્રુઠયા–પ્રસન્ન થયા.

૧૬૭. ગાંઠે–પોતાની સાથે; ક્ષુધાવંત–ભૂખ્યો (કર્મવાદી).

૧૬૮. તૃપ્ત થયું–ધરાયું, ભરાયું; ઉદર–પેટ.

૧૬૯. આરોગ્યો–ખાધો.

૧૭૦. વેઠાણી–વેઠાઈ, સહન કરાઈ (કાઠીઆવાડી પ્રયોગ છે).

૧૭૧. ઢૂંકડું–પાસે.

૧૭૩. સંતોષાણો–સંતોષ પામ્યો (કાઠીઆવાડી પ્રયોગ).

૧૭૬. ગત–ખૂબી, ગતિ; ઉતપત–ઉત્પત્તિથી–મૂળથી આખી વાત–હકીકત.

૧૭૮. વિષવાદી–ઝેર (સાપ નાગ વગેરેનું) ઉતારનાર.

૧૮૧. કરંડ–કરંડીઓ, કંડીઓ; મણિધર–(માથામાં) મણિને ધારણ કરનાર (મ્હોટા નાગોને માથે મણિ હોય છે એમ મનાય છે).

૧૮૫. તૃણવત–તણખલાં જેવું, નકામું.

૧૮૬. મોટા માથાનો, ચોટ્ટો (ચોરટો), આંકડો (ખંધો?), મોટી મૂછવાળો, છોટો (જુવાન), છાંકડો (છકેલો?).

૧૮૭. અદકેરો–વધારે, ઘણો, સારો.

૧૮૮. પરચંડ–પ્રચંડ, મ્હોટા શરીરવાળો, જબરો.

૧૮૯. રળીઆત–ખુશખુશ, પ્રસન્ન. આઘેરો–પાસે.

૧૯૧. મૂષક–ઉંદર.

૧૯૩. એળે ગયો–ફોકટ ગયો; નકામો–વ્યર્થ ગયો.

૧૯૪. ઉદ્યમીને ખેતર વાવવું પડે છે, પછી પાક સૂકાઈ જાય કે ઉભો (તૈયાર થયલો) નાશ પામે.

૧૯૫. વાટે–રસ્તે; ભાંગે ગરાસ–ગ્રાસ–જેના ઉપર આધાર હોય તે આજીવિકા જતી રહે; નાશ પામે.

૧૯૬. સબળી–ઘણી, અતિશય.

૧૯૭. કઠોર–કઠણ, દયાહીન; શાહા–શાહુકાર, રાજા.

૧૯૮. આડે અંક–નિશ્ચે, નક્કી, નિશ્ચયપૂર્વક.

૧૯૯. શાખ–સાક્ષી, દાખલો, ઉદાહરણ; અભિલાષ–ઇચ્છા, હોંસ.

૨૦૦. લયલીન–આનંદ પામીને, ખુશ થઇને; મીન–માછલાં.

૨૦૧. હોંકારડો–મ્હોટેથી હોંકારો કરવો તે.

૨૦૩. વડને વિવેકી કહે છે, કારણ કે એની ઘટાને લીધે એ બહુ ગંભીર દેખાય છે.

૨૦૪. સરિતા–નદી; ઘોર–વિશાળ ઘટાવાળો; જોજન (સં. योजन)–ચાર ગાઉ અથવા આઠ માઇલ.

૨૦૭. કષ્ટે–મહા દુ:ખે; ઘણી મહેનતે.

૨૦૮. પરું નવ થાય–આઘું–દૂર થાય નહીં, મટે નહીં.
cf. લખ્યા લેખ મીટે નહીં, કોટિ કરો ઉપાય.

૨૧૦. પેટ અંગ......–પેટ બેસી ગયું અને શરીર ગળાઇને સૂકાઈ ગયું.

૨૧૧. સાક્ષાત–ખરેખર; તુજ વચન......–તારાં વચનનો હું લોપ નહીં કરૂં, તારાં વચનનું અપમાન નહીં કરૂં, તારા કહેવા પ્રમાણે હું વરતું–કામ કરૂં.

૨૧૫. પશ્ચાત્તાપ–પસ્તાવો, શોક, દિલગીરી.

૨૧૬. કુશલ–સુખી (શરીરે); ધુણાવ્યું શીશ–માથું હલાવીને ના કહી (કે હું સુખી નથી–દુ:ખી છું).

૨૧૮. દાઝે છે-બળે છે; ખ્યાત-કહેવાનું તે, વાત, હકીકત.
૨૧૯. ધર્મલોક-જેઓ પુણ્ય કરે તેમને મરણ પછી જવાની જગ્યા (એથી ઉલટું, પાપ કરનારા પાપી માણસોને યમલોકમાં જવું પડે છે-લઈ જવામાં આવે છે).
૨૨૨. રાંકડો-ગરીબડો.
૨૨૩. અખુટ-જેમાં પાણી કદી પણ ખૂટે નહીં એવું, વિશાળ.
૨૨૪. મનસા-ઇચ્છા; પંથ-રસ્તો.
૨૨૫. અદકા-વધારે; ઘરડે-(હું) ઘરડાથી, વૃદ્ધથી.
૨૨૬. ઉછર્યા-મોટાં થયાં.
૨૨૭. આપે-આપની મેળે, પોતાની મેળે, પોતે.
૨૨૮. ફંદ-લુચ્ચાઈ; કપટ.
૨૨૯. મર્મ-ભેદ, છુપી વાત.
૨૩૧. વારુ-સારું.
૨૩૩. નેટ-નક્કી.
૨૩૯. નિરભાગી-ભાગ્યહીન, અભાગીયો; વરતિયો-(શ્રાવક લોકોનો) ગોરજી.
૨૪૦. દુઃખાય-દુઃખ પામે.
૨૪૧. સલુણી-ગુણવાળી, સદ્‌ગુણની ભરેલી; અનૂપ-અનુપમ, જેની સાથે કોઇની સરખામણી કરી ન શકાય એવું, બહુ સારું.
૨૪૩. વંઝા (वन्ध्या)-વાંઝીઆ, જેને પેટે કાંઈ સંતાન ન હોય તેને એ શબ્દથી બોલાવવામાં આવે છે.
૨૪૪. મેલ્યું-રાજ્યનો ત્યાગ કર્યો; પાટ-રાજ્યાસન.
૨૪૬. પ્રદક્ષિણા-કોઈ પણ પ્રાણી-પદાર્થની આસપાસ ગોળ ફરવું તે; પાતક-પાપ.
૨૪૭. આસન વાળી-દૃઢ બેઠક માંડીને, (યોગશાસ્ત્રના ધ્યાન પ્રમાણે ચોરાશી જુદાં જુદાં આસનો છે); અભયવર-જેમાં કાંઈ ભય નથી એવું વરદાન.
૨૪૮. વરસે-વરસાદમાં, વર્ષાઋતુમાં; ઘનધારા-વરસાદની ધારાઓ; શીતકાળ-શિયાળો; મહાજળશું નેહ-મોટી પાણીની જગ્યાઓની સાથે સ્નેહ કરે-તેમાં જઇને બેસે.
૨૫૦. સાર-કૃપા; શરણ આવ્યે......તમારે શરણે આવ્યા પછી તમારી

પાસેથી માગેલું વરદાન ન મળે તો તેની શરમ-લાજ તમને છે-તમારી આબરૂ જશે.

૨૫૨. પટરાણી (पट्टराज्ञी)-મુખ્ય રાણી; દેવાંશી-દેવના અંશવાળો, દેવના જેવો (સુંદર, પરાક્રમી).

૨૫૩. અલોપ-અદૃશ્ય; તત્ખેવ (તત્ક્ષણ)-તે જ વખતે; રીઝે લાગી રાડ-રીઝવાથી-ખુશ થવાથી (વધારે લેવાની) હોંસ થઈ.

૨૫૫. શત-સો (૧૦૦).

૨૫૬. અચરત-આશ્ચર્ય, અચંબો; ગમાર-બેવકુફ, મૂર્ખ.

૨૫૮. પરઠું-લઈ લઉં (જાણે આખું વહાણ હું એકલો જ કબજે કરી લઉં) હાણ-હાનિ, નુકસાન.

૨૫૯. વેઢચો-છેતર્યો.

૨૬૧. કાર-શાખ, પ્રતિષ્ઠા.

૨૬૨. અવની-ભૂમિ (આ દુનિયા).

૨૬૪. ત્રણ લોક-(સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) નાશ પામે.

૨૬૫. પુરઘર-પુર (નગર)માં (પોતાના) ઘર (તરફ).

૨૬૬. વધામણીઆ-"રાજા સાહેબ પાછા આવ્યા છે" એવી વધામણી-ખુશ ખબર લાવનારા માણસો.

૨૬૯. ત્રિલોકમાં-ત્રણે લોકમાં (સ્વર્ગ-મૃત્યુ-પાતાળમાં).

૨૮૦ જાચક (याचक)-ભીખ માગનારા; માનુની-સ્ત્રી (અહીં, પટરાણી).

૨૭૧. લક્ષણપુરણ......-૨૦+૧૨=૩૨ લક્ષણોથી ભરેલી.

૨૭૪. ઓપ-અટકાવ, ટેક; શૂલપાણિ-જેના હાથમાં ત્રિશૂલ છે એવા મહાદેવ.

૨૭૬. અનમી-બીજા કોઈને જે નમે નહીં તે.

૨૭૭. કનક કચોલાં-સુવર્ણનાં વાટકાં, ગંજીયાં. દદામાં-નગારાં.

૨૭૮. શિવપારે-શિવને દ્વારે-દહેરે.

૨૮૧. અરુણકાલ-સ્હવારનો પહોર.

૨૮૨. વરતિયો-જુઓ ઉપર કડી ૨૩૯ અને નીચે કડી ૩૫૮. નિરમીષ-જેનામાં કોઈ જાતનું મિષ-કપટ નથી એવો, સાફ દીલનો.

૨૮૫. પર્ણુ-પરણ, સાથે લગ્ન કર.

૨૮૬. વળીવાર......-એક વખત ખોટું કર્મ કરું-કપટનું કામ કરું.

૨૮૭. ચોટ–દાવ, પેચ, ફંદો.
૨૮૮. ઉચ્ચાટ–ફીકર, ચિંતા.
૨૯૦. અણચેત્યા–છાનામાના.
૨૯૧. હુંકાર દેજે–જવાબ આપજે.
૨૯૩. મલપતાં–આનંદથી મ્હાલતાં મ્હાલતાં. ઉગમણી–સૂર્ય ઉગે છે તે–પૂર્વ.
૨૯૭. વાડવ–બ્રાહ્મણ; કપટ ત્યાં ચપટ–જે કપટ કરી લાભ મેળવવાની આશા રાખે તે પોતે જ નુકસાનમાં આવી પડે, ખાડો ખોદે તેજ પડે.
૨૯૮. દેવ–બ્રાહ્મણ (ભૂદેવ કહેવાય છે માટે); દુરમતિ–દુષ્ટ–પાપી બુદ્ધિવાળો માણસ; અવળી ગત......–આડે રસ્તે હું ચાલીશ નહીં.
૩૦૦. નિરંજન–પરમાત્મા (નિર્+અંજન=અંધકાર વિનાનું, પ્રકાશમય, તેજોમય).
૩૦૨. ઘેલા ફંદ–બેવકૂફી ભરેલા પ્રપંચ; અવળો–ખોટો, ઊંધો; દંડ–શિક્ષા, નુકસાન.
૩૦૩. દારીદ્ર–(दारिद्य) દળદર, ગરીબાઈ.
૩૦૫. આ તલમાં નહીં તેલ–એ શબ્દો કહેવત તરીકે વપરાય છે. એનો અર્થ–એમાં કાંઈ વળે એમ નથી–એવો થાય છે. (તું મ્હને કપટ કરીને રાજકન્યા પરણવાનું ઘણુંએ સમજાવે છે પણ હું કદી તે પ્રમાણે કરવાનો નથી. મ્હને સમજાવવાથી ત્હારું કાંઈ વળે એમ નથી.) મિથ્યા લવરી મેલ–ફોકટ લવારો કરવાનું છોડી દે.
૩૦૮. મમતા–મમ્મત, અહંકાર.
૩૦૯. સાથરો કરી–બેસવાનું આસન બરાબર ગોઠવી.
૩૧૨. ઝાકઝમાળ–ઝગઝગાટ બળતા, ઘણા પ્રકાશવાળા.
૩૧૩. પંચામૃત–કોઈ પણ દેવને સ્નાન કરાવતી વખતે પાંચ વસ્તુઓ (દહીં, દૂધ, ઘી, મધ ને સાકર) વપરાય છે તે. અરગજો–એક સુગંધિદાર પીળો ભૂકો છે જે પૂજામાં વપરાય છે.
૩૧૪. બિલિપત્ર-બીલ (મહાદેવને એ બહુ પ્રિય છે અને પૂજામાં હંમેશા તે ચ્હડાવવામાં આવે છે). તિલ–તલ; તાંદુલા–ચોખા.
૩૧૮. કુપાત્ર–બધી રીતે નઠારો; સુમ–કંજુસ, જરા પણ દાન ન કરે એવો; પ્રચંડ–બળવાન.

૩૧૯. શ્યામા–સ્ત્રી; કૌતુક–આશ્ચર્ય પમાડે એવો બનાવ.

૩૨૩. પડો–ઢંઢેરો, દાંડી.

૩૨૫. વાયક–વાક્ય, વચન.

૩૨૬. ત્રુઠ્યા–પ્રસન્ન થયા.

૩૨૭. અચરત–અજાયબ જેવી વાત–હકીકત–(જે દહેરામાં બની હતી તે).

૩૨૮. નીપની–નીપજી, બની; સત્યાધાર–સાચેસાચું.

૩૩૧. ભ્રાત્ય–ભ્રાંતિ, વહેમ, શક, શંકા.

૩૩૩. વરતી–વરતીયો.

૩૩૪. નીચ–ઢેડો (અસલના વખતમાં રાજા તરફથી કોઇનું ડોકું કાપી નાંખવાની–કોઇનો શિરચ્છેદ કરવાની–શિક્ષા થતી ત્યારે તે કામ ઢેડા પાસે કરાવવામાં આવતું એમ કહેવાય છે).
વેદની ધુનીયો–ખૂબ ધ્યાન દઇને એકચિત્ત–એકચિત્ત–એકતાર બનીને વેદનો પાઠ કરવો તેને વેદની ધૂન કહે છે. એ પ્રમાણે ભજનની પણ ધૂન કહેવાય છે.

૩૩૬. ભેળા–એકઠા, સાથે; ન્હાલ થયો–કૃતાર્થ થયો, તેની ઇચ્છા હવે પાર પડી.

૩૩૯. ડસ્યો–ડંખ માર્યો, કરડ્યો.

૩૪૦. ઠોર–ઠેકાણું, સ્થળ, જગ્યા.

૩૪૧. રુમઝુમ કરે–રુમઝુમ કરતી–મલપતી ચાલે.

૩૪૩. વાય ઊડે; વર વર વાયુ છાય–સારો ધીમો ધીમો પવન ચારે મેર વાઈ રહ્યો છે.

૩૪૪. હાથણી–હાથણી ઉપર બેસીને વર શોધવા નીકળવું–અને વર મળી આવતાં તેને વરમાળ આરોપવી એવો પ્રાચીન રિવાજ છે.
સખી કરે ઓવારણાં–સખીઓ ઓવારણાં લે છે, આશીર્વાદ આપે છે, ક્ષેમકુશળ ઇચ્છે છે.

૩૪૬. પટકુળ–સ્વચ્છ કપડાં; પગપાળે થઈ–પગે ચાલીને.

૩૪૭. ઉવેખીયો–પુષ્કળ નાંખીને–ચ્હડાવીને ઢાંકી દીધો.

૩૪૮. નૈવેદ્ય–પૂજા કરતી વખતે દેવને ખાવા સારુ જે પ્રસાદ ધરવામાં આવે છે તે.

૩૫૦. બલવાટ-(ખલવાટ) (खल्वाट)-જેને માથે તાલ પડી ગઈ હોય તેવો પુરુષ; બોડા માથાનો (ગોરજી).

૩૫૨. મૂલી મહોરો સેવશું-(ઝેર ઉતારનારાં) મૂળીઆનો અથવા (સાપના) મ્હોરાનો ઉપયોગ કરીશું.

૩૫૩. વેહરે-વેરે, સાથે.

૩૫૪. અગન-અગ્નિ, બળતરાં.

૩૫૭. લીલા-રચના, ઘાટ, હકીકત, ચર્ચા.

૩૫૮. વર્તિક-શ્રાવક લોકોનો જતિ-ગોરજી. (ઉપર જેને અત્યાર સુધી વરતિયો કહ્યો છે તે).

૩૫૯. ચર્ચાય-હકીકત, લીલા; ભોળે ભાવે-મનમાં લેશમાત્ર કપટ રાખ્યા વિના, સાફ દીલથી.

૩૬૦. કેશરની સુંદર અરચા-આડ (કપાળે શોભી રહી છે). તેજે તપ્યો-તેજથી પ્રકાશતો હતો-શોભતો હતો.

૩૬૩. ત્રિપુરેશ્વર-મહાદેવ (ત્રિપુર+ઈશ્વર=ત્રિપુર નામના રાક્ષસનો નાશ કરનાર ઈશ્વર-શિવ-મહાદેવ).

૩૬૬. મોહોલે-રાજમહેલમાં; કોડામણો-કોડીલો, રૂપાળો.

૩૬૮. હેમકલશ-સોનાના ઘડા. (પરણતી વખતે લગ્નક્રિયા જ્યાં કરવામાં આવે છે ત્યાં માંહેરું-ચોરી રચવામાં આવે છે તેને ચારે ખૂણે ઘડા મૂકવાનો રિવાજ છે. તે સામાન્ય રીતે માટીના હોય છે. અહીં તે સોનાના છે.)

૩૭૦. બારે વાટે જાય-ફોકટ-નકામો-એળે જાય.

૩૭૨. અધસસ્તો-અધમુઓ; ખાળ-પાણી જવાનો ચોક (જુઓ ઉપર કડી ૩૦૯. એ મહાદેવના ખાળમાં જઇને બેઠો હતો); તાળવે દાઝયો-સાપ કરડવાથી શરીરમાં અતિશય બળતરાં થતી હતી તે, તાળવે-મ્હોંમાં અગન અગન બળે છે.

૩૭૩. કચુર-ઝીણા ઝીણા કકડા, ચૂરો, ચૂરેચૂરો.

૩૭૪. ઘડી પાંચ-થોડો વખત.

૩૭૭. કરગરે-કાલાવાલા કરે, નમે.

૩૭૯. અગમ નિગમ-(આગમ+નિર્ગમ) ઉત્પત્તિ અને નાશ, આવવું અને જવું.

આગળ પાછળ (બીજો અર્થ-અગમ=ભવિષ્ય અને નિગમ=વેદ); જુગતે (યુક્તિ)-રીતે.

૩૮૧. ધોરી-મ્હોટા.

૩૮૫. સાખ-સાક્ષિ.

૩૮૮. રીઝ-ખુશીથી.

૩૮૯. લલાટ-કપાળ; રતિ-થોડું (વાલ ૧=રતિ ૩).

૩૯૦. અંક-નિશાની, ચિહ્ન, આંકડો, દાખલો.

૩૯૧. કર્મબીજ-જેનું બીજ (મૂળ) કર્મ છે (એવો ઉદ્યમ); નગન (નગ્ન)-ઉઘાડું.

૩૯૨. પ્રોઢો (પ્રૌઢ)-મ્હોટો; ગળથુથી (ગલહુતી)-નવાં જન્મેલાં એક બે દિવસનાં બાળકને ઘી ગોળનું પાણી જરા જરા મ્હોંમાં આપવામાં આવે છે તે.

૩૯૩. ધેનુ-ગાયો.

૩૯૪. દુધમાંથી પાંચ અમૃતો થાય છે તે-દુધ, દહીં, માખણ, છાશ અને ઘી.

૩૯૬. કલ્પતરુ-(કલ્પવૃક્ષ-દ્રુમ)-આપણું ઇચ્છેલું આપણને આપે એવું એક સ્વર્ગનું ઝાડ; જેમાંથી-જેનાથી ઘણો લાભ થાય એવા મનુષ્યને-એવી વસ્તુને પણ એ નામ આપવામાં આવે છે.

૩૯૯. શ્યામશરીર-શ્યામ-કાળું છે શરીર જેનું-કૃષ્ણ પરમાત્મા-ભગવાન, પરમેશ્વર.

૪૦૦. અધ્રકે-દૂધને ગરમ કરીને તેમાં સ્હેજ ખાટું દહીં નાંખી રાખી મૂકવું કે જેથી દૂધનું દહીં થઈ જાય એને અધરેકવું (અદ્રેકવું, આદ્રેકવું) કહે છે.

૪૦૫. તપેસરી (તપેશ્વરી-તપસ્વી)-તપ કરનાર સાધુ. ધૂમ્રપાન-ધૂમ્ર (ધૂમાડા)-નું પાન (કરવું), ધૂમાડો પીવો તે (તપ કરતી વખતે છાણાં વગેરે સળગાવીને ધૂમાડો કરવો, અને તેની ઉપર ઉંચેથી ઊંધે માથે લટકવું, કે જેથી ધૂમાડો બધો નાકમાં અને મ્હોંમાં જાય, એને ધૂમ્રપાન કરવું કહે છે.)

૪૦૭. ભવે-જન્મે.

૪૧૦. કરવત મૂકાવ્યું કાશીએ-કાશી જઇને કરવત મૂકાવવું-કરવત વતી

શરીરને વહેરાવવું અને એ પ્રમાણે પ્રાણત્યાગ કરવો એ પ્રાચીન કાળમાં પાપનું મહાપ્રાયશ્ચિત્ત મનાતું, અને મહાપુણ્ય પ્રાપ્ત કરવાનું કર્મ મનાતું.

કર્મહીણા–અભાગી, નશીબના ફૂટેલા, કમનશીબવાન.

૪૧૨. સપ્તલોક આકાશનાં આ પ્રમાણે છે–ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક, અને સત્યલોક અથવા બ્રહ્મલોક.
સપ્તલોક પાતાળ આ પ્રમાણે છે–અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ, અને પાતાળ.

૪૧૩. નવ ગ્રહે–નવે ગ્રહ (નવ ગ્રહ આ છે–સૂર્ય, ચન્દ્ર, મંગળ, બુધ, બૃહસ્પતિ (ગુરુ) શુક્ર, શનિ, રાહુ અને કેતુ).

૪૧૪. પાંગળો (પંગુ)–પગે લૂલો; પળાય–ચાલે, જાય; પરોણા–બળદને હાંકવાને ઝીણી ખીલી–આરવાળી લાકડી વપરાય છે તેને પરોણો કહે છે, ગોદા.

૪૧૭. પાણા–પત્થર (ચકમકનો); હાડ–ઘણું જ, અતિશય; મથ્યા વિના–ઘસ્યા વિના (ચકમકના પત્થરની સાથે લોઢાને ઘસતાં અંદરથી અગ્નિ ઝરે છે એ જાણીતું છે).

૪૧૮. અડે–અડકે; આરોગ્યા વિણ–ખાધા વિના.

૪૧૯. આયુધ–શસ્ત્ર, હથિયાર; દુવાત–શાહીનો ખડીઓ.

૪૨૦. ભાખ્યા–કહ્યા, વર્ણવ્યા; કથાંતર–જુદી જુદી કથાઓ–વાતો.

૪૨૧. રાવળું–નિશ્ચિંત જીવનું, તડાકા મારવાનું. (રાવણું)

૪૨૩. કૌતુકી–અજાયબ જેવી વસ્તુઓ બતાવનાર–ખેલ કરનાર.

૪૨૫. સુવર્ણ–સોનું; ઘણો ઘણાને ધાય–ઘણો (જેની પાસે ઘણું છે તે) ઘણાને (સારુ–વધારે મેળવવા સારુ) ધાય (દોડે છે).

૪૨૬. તસ્કર–ચોર, ચોરી કરનાર. તસ્કર તોળે ભૂવટે? તસ્કર તોડે ભુવને–ચોર ઘરમાં ખાતર પાડે છે. ન્યાયાન્યાય (ન્યાય+અન્યાય) ખરું અને ખોટું.

૪૨૭. પુર–પૂરાં, બધાં, સઘળાં; ઉદર–પેટ; નૂર–તેજ.

૪૨૯. ઇશ–મહાદેવ (બ્રહ્મા સરજે છે, વિષ્ણુ પાળે છે, અને શિવ સંહાર કરે છે).

૪૩૨. હોડ-શરત. cf. હોડ આપણે એટલી, આપું એકાવળ હાર. જાળવી બેઠો કર્મ-કર્મને જ (કાંઈ પણ ઉદ્યમ કર્યા વિના) સંભાળીને બેસી રહ્યો.

૪૩૩. લખ-લક્ષ, નજર (બધાની નજર આગળ-બધાની સમક્ષ તે લક્ષ્મીજી જેવી શોભતી હતી).

૪૩૪. ઘાલી મૂછે......-અહંકારમાં-મદમાં-રોપમાં માણસ એ પ્રમાણે પોતાની મૂછ ઉપર હાથ ફેરવીને.

૪૩૫. રીજ-રીઝ, આનંદ, ખુશી.

૪૩૬. વણજ (વાણિજ્ય)-ધંધો, રોજગાર.

૪૪૨. ગાયક-ગાનારો, ગવૈયો; પાખર-ફૂલની ચાદર (ઘોડા ઉપર લગ્ન પ્રસંગે નાંખવામાં આવે છે તે).

૪૪૬. સુખપાલ-પાલખી.

૪૪૭. નાખે ટેલ-પોતાને જોઇતી વસ્તુ મેળવવાને સારૂ ગામમાં બધે ફરી ફરીને આગ્રહપૂર્વક ભીખ માગવી-એને ટેલ નાખવી કહે છે અને એ ટેલ નાખનારને ટેલીઓ કહે છે.

૪૫૨. અર્ણવ-સાગર, સમુદ્ર; તીર-કાંઠો, કિનારો.

૪૫૬. કહો એક ને કરો બીજું-કર્મને વખાણો અને ઉદ્યમ કરો.

૪૫૭. પરહરો-છોડી દો, છોડીને ચાલ્યા જાઓ.

૪૫૯. મટામટ-હાલ્યા ચાલ્યા વિનાના બીલકુલ સ્થિર.

૪૬૦. જાગ(યાગ)-યજ્ઞ.

૪૬૧. પાખરો શણગારો (પાખર-ફૂલની ચાદર વડે). પાખર-હાથી ઘોડાને શણગારવાનો સામાન; ફુલની ચાદર.

૪૬૩. અલેખે-(અલક્ષ્ય) જાણ્યા વિના; આદર-માન.

૪૬૭. સમતુલ-સરખાં; જુગતે-યુક્તિએ, વિચારીને.

૪૬૮. ઉદય-પ્રકટ થવું તે (તેવો ઉદ્યમ કરવાનું સૂઝે છે).

૪૭૦. સૂત્ર-સુતર.

૪૭૩. ફૂટાય-અથડાય, અફળાય; પ્રીછયો-સમજાવ્યો, સમાધાન કર્યું (શંકાનું).

૪૭૪. મેલ-શંકા (મનનો મેલ હતો તે નીકળી ગયો-શંકાનું સમાધાન થઈ ગયું).

૪૭૫. જાતિ સ્મરણ......-બેઉને તેમના આગલા જન્મમાં તેઓ કોણ હતા તેનું સ્મરણ થયું-તે યાદ આવ્યું અને બેઉએ તે ઉપરથી એક બીજાને ઓળખ્યાં.

૪૭૭. અવસાને-આખરે, મરણ પામ્યાં ત્યારે. અનુગ્રહ-વરદાન, કૃપા (ઇન્દ્રલોકથી મૃત્યુલોકમાં અવતાર લેવાનો એમને શ્રાપ અપાયા હતો તેમાંથી હવે તેઓ મુક્ત થઈ પાછા ઇન્દ્રલોકમાં ગયા તે).

૪૭૮. વારુ-સુંદર; લીલા વિલાસ-આ'વી વાતો કહેવાની મઝા, વાર્તાઓ રચવાનો શોખ.

૪૭૯. કરગરું......-બેઉ હાથ જોડીને વિનંતિ કરું છું.

સમાપ્ત.